# POLICE DUTIES

AND

## SUGGESTIONS ON THE SAME.



## PART I.



*BY*

PRANSHANKAR TRIPURASHANKAR.







AHMEDABAD.

Printed at the "ARYODAYA" Press.



1886.

*Price One Rupee.*

२५४३

# પોલીસની ફરજ

અને

તે સંબંધી સૂચના.

---

ભાગ. ૧ લો.

કર્તા.

પ્રાણશંકર ત્રીપુરાશંકર.



अमदावाद

आर्योदय प्रेस.

---

કીંમત. રૂ. ૧-૦-૦

DEDICATED

MOST RESPECTFULLY

TO

# MAJOR JOHN HUMFREY

*District Superintendent of Police,*

*AHMEDABAD.*



AS A SLIGHT TOKEN OF GRATITUDE

for the Many Obligations conferred

upon his most obedient and

humble Servant,

*The Author.*

મેહરબાન

મેજર. જાન. હંફરી સાહેબ.

ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપરીનટેનડેન્ટ

જીલ્લે અમદાવાદ.

એઉએ

આ પુસ્તક રચનાર ઉપર અનેક

ઉપકાર કરેલા તેથી થએલા

આભારનો નમ્ર નિશાણી

તરીકે આ પુસ્તક માન

પૂર્વક તેઉ સાહેબને

અર્પણ કર્યું છે.

# *PREFACE.*



In venturing to publish this book, my object has only been, to make a few suggestions as to the general duties of the Police Department, and to place within easy reach many important legal facts, which a Police Officer is expected to know.

The multifarious and responsible duties of a Police Officer, necessitate, among other things, a knowledge of the Law. This little book does not at all pretend to instruct him as to the mode of discharging his duties, yet, it is humbly hoped, that any Police Officer from a Constable upwards, will find in it something that he can read with advantage.

The observations and suggestions, will, it is hoped, be useful to many—the more so, as they are not only *theoretical* but *practical*. Some Sections of Law have been quoted *in extenso* and some explained in simple words, to the extent to which the small compass of the book has permitted.

All this would be found instructive and interesting, and would repay going through the book.

I have confined myself in this part to references from the Criminal Procedure Code only. Part II will be shortly published, which will contain those from Special and Local Laws also.

The book will be found to be useful to the members of the Police Department as well as to Native States ; and it is hoped, the reader will find that a perusal of this book is not a waste of time.

*Ahmedabad.*
*5th February* 1886. } PRANSHANKAR. T.



# પ્રસ્તાવના.

---

આ ચોપડી છપાવી પ્રસિદ્ધ કરવામાં મ્હારો હેતુ ફક્ત એટલોજ છે, કે પોલીસ ખાતાની સામાન્ય ફરજ શીશી છે, તે બતાવી તે ઉપર કેટલીક સૂચના કરવી, તથા દરેક પોલીસના અમલદારે જાણવી જોઇએ, એવી કાયદાની ઘણીક અગત્યની બાબતો સેહેલથી મળી શકે તેમ કરવું.

પોલીસ અમલદારની જુદા જુદા પ્રકારની, અને જોખમદારી ભરેલી નોકરીની ફરજો બજાવતાં કાયદાના જ્ઞાનની અવશ્ય જરૂર છે; અને એવા અમલદારે પોતાની ફરજ કેવી રીતે બજાવવી, તે આ ન્હાની ચોપડી ઉપરથી શિખશે, એમ તો નથીજ, તોપણ આ ચોપડીમાં સમાવેલી બાબતો વાંચવાથી એક ન્હાના કાન્સ્ટેબલથી માંડીને દરેક પોલીસ અમલદારને કાંઇ પણ ફાયદો થશે.

આ ચોપડીમાં કરેલી ટીકા તથા સૂચના ઘણાંક ને ઉપયોગી થઇ પડશે, એવી આશા છે. અને ફક્ત કાયદાની ચોપડીમાં સમાવેલા નિયમને આધારેજ લખાણ છે એમ નથી, પણ અનુભવ ઉપરથી પણ લખેલું છે, તેથી વધારે ઉપયોગી થઇ પડશે, એમ આશા રાખી શકાએ છે. કાયદાની કેટલીક કલમો આખી ઉતારી લખવામાં આવી છે; અને આ ન્હાની ચોપડીમાં જગ્યોની સવડ ઉપર વિચાર રાખી કેટલીક કલમોના અર્થ સેહેલા શબ્દથી સમજાવ્યા છે.

આ તમામ વાંચવાથી ફાયદો થશે એટલુંજ નહીં, પણ વાંચવામાં રસ ઉપજશે, અને તે વાંચવાથી વખત નકામો ગયો છે, એમ લાગશે નહીં.

આ ભાગમાં ફક્ત "ક્રીમીનલ પ્રોસીજર કોડ" ઉપર-થીજ કેટલીક હકીગત લીધેલી છે. બીજો ભાગ થોડી મુદ-તમાં છપાઇ બહાર પડવાનો છે, તેમાં બીજા આકટો તથા કાયદાઓમાંથી પણ હકીકત લેવામાં આવશે.

આ ચોપડી પોલીસ ખાતાના માણસોને તેમજ દેશી રાજ્યોને ઉપયોગી છે, અને વાંચવાથી વખત નિરર્થક ગયો ન-થી, એમ જણાઇ આવશે.

અમદાવાદ.
તા૦ ૫ મી ફેબરવારી ૧૮૮૬ } પ્રાણશંકર ત્રીપુરાશંકર.

## *CONTENTS.*

### CHAPTER I.

——oOo——



——oOo——

## CHAPTER II.



—oOo—

## CHAPTER III.



—oOo—

## CHAPTER IV.





## CHAPTER V.





## CHAPTER. VI.







## બાબતો.

### પ્રકરણ. ૧ લું.



### પ્રકરણ. ૨ જું.

## પ્રકરણ. ૩ જું.



## પ્રકરણ. ૪ થું.

## પ્રકરણ. ૫ મું.



## પ્રકરણ. ૬ ઠું.

# પોલીસની ફરજ

અને

## તે સંબંધી સૂચના.

---

### પ્રકરણ ૧ લું.

---

પોલીસ વિશે અભણ લોકોના વિચાર. કેળવણી પામેલા લોકોનો વિચાર. યુરોપખંડના કેટલાક દેશોની પોલીસ. ત્યાંના પોલીસ ખાતાંના બંદોબસ્ત સાથે આ દેશના પોલીસ ખાતાંના બંદોબસ્તનો મુકાબલો. પોલીસ ખાતાંની ગોઠવણ વખતે પ્રથમ શું વિચારવું જોઇએ. વગર વિચારે ગોઠવણ કરવાથી થતા ગેર ફાયદા. ગુન્હેગાર લોકો ગુન્હા કેમ કરે છે? કેટલાક લોકોનો ધંધોજ ગુન્હો કરવાનો છે. કેટલાક લોકોને ગુન્હા કરવાની ફરજ પડે છે તેથી ગુન્હા કરે છે. કેટલાક લોકોને ધંધો રોજગાર બીજો હોવા છતાં ગુન્હા કરે છે. ગુન્હા કરતાં શી રીત અટકાવવા. ગુન્હાના પ્રકાર. જે દેશમાં રેવીન્યુ સરવે થઇ છે ત્યાં, પોલીસનો બંદોબસ્ત કરવો સુગમ પડે છે. દેશના ભાગ તથા વિભાગ કરવા. ગોઠવણ વખતે વિચારવા જેવી બાબત. પોલીસ ખાતામાં માણસો કેવાં રાખવાં.

---

પોલીસ ખાતાનો હેતુ શો છે, પોલીસની શી શી ફરજો છે, પોલીસનો બંદોબસ્ત સંપૂર્ણ શા ઉપરથી ગણવો, આ સવાલોના જવાબ દેવા સેહેલ નથી. કેમકે તે બહુ વિચારવા જેવી બાબતો છે.

**પોલીસ વિશે અભણ લોકોનો વિચાર.**—આવી બાબતો ઉપર હાલના કાળના કેટલાક અભણ લોકો કાંઈ પણ સમજતા નથી, એવું આપણે જોઇએ છીએ. તેઓતો ફક્ત એટલુંજ સમજે છે, કે પોલીસ તો ફક્ત લોકોને દુખ દેવાને સારૂજ સરકારે બનાવેલી છે, અને પોલીસના માણસોનું કામ ફક્ત એટલું છે, કે રૈયત ઉપર જુલમ ગુજારી લોકોને હેરાન કરવા, જુઠાં તોહોમતો મુકવાં, જુઠાં કામ બનાવવાં, લોકોને મારકુટ કરી ગુન્હા મનાવવા; એટલુંજ નહીં, પણ જ્યારે તેઓ પોલીસ વિશે વાતો કરે છે, ત્યારે તેઓને એટલું બોલતાં સાંભળીએ છીએ કે, "એતો કાળા ડગલા અને કાળાં કામ."

**કેળવણી પામેલા લોકોનો વિચાર.**—જેઓ કેળવણી પામેલા હોએ છે, ને જેઓના મનમાં જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ થવાથી એ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થએલો છે, તેઓતો અભણ અને અનાડી લોકોનો ઉપલો વિચાર કેવો મુર્ખાઇ ભરેલો અને હસવા જેવો છે, તે સેહેજ સમજી શકે છે. તેઓતો તુરત સમજી શકે છે કે પોલીસ તો લોકોના જાન તથા માલના રક્ષણને અર્થેજ બનાવેલી છે.

**યુરોપખંડના કેટલાક દેશોની પોલીસ**—હાલના વખતમાં ઈંગ્લાંડ, જરમની, ફ્રાંન્સ અને એવા બીજા સુધરેલા દેશો કે જ્યાં લોકોનો મ્હોટો ભાગ ઘણો વિદ્વાન

તથા સુધરેલોછે, ત્યાં પોલીસ ખાતાની જે ગોઠવણ છે, તે ઘણીજ સંતોશ કારકછે. અને એ દેશોમાં કોઇ ગુન્હાઓ બનતાજ નથી, એમ તો કેહેવાનો અર્થ નથી, તોપણ પોલીસ ખાતાનો બંદોબસ્ત ઉપર બતાવેલા દેશોમાં એવો તો પક્કો છે, કે લોકોના જાન તથા માલનું રક્ષણ ત્યાં ઘણું સારૂં થાએછે, અને ગુન્હાઓ પણ ઘણા ઓછા બને છે. અને બનેછે તે ઘણું કરી તુરત પકડાઇ જાએછે. પોલીસના યોગ્ય બંદોબસ્ત ઉપર રૈયતની સુલેહનો આધાર ઘણે ભાગેછે, તેમજ એ ખાતાના યોગ્ય બંદોબસ્તને લીધે રૈયત નિર્ભય રહેછે, એમ તે દેશોમાં લોકો તેમજ રાજ્યકર્ત્તાઓ સારી રીતે સમજેછે. ને તેથી તે ખાતાં ઉપર ઘણું ધ્યાન આપી હરેક રીતે લોકોને ઉપયોગી થઇ પડે તે ઉપર ધોરણ ચલાવવામાં આવે છે.

**ત્યાંના પોલીસ ખાતાના બંદોબસ્ત સાથે આ દેશના પોલીસ ખાતાના બંદોબસ્તનો મુકાબલો**—એ દેશોમાં પોલીસ ખાતાની ગોઠવણ કરવામાં આવેલી છે, તેના કરતાં આ દેશમાં પોલીસની ગોઠવણ ઘણી જુદા પ્રકારની છે. અને તેમ જુદી હોવાના કારણો દેખીતાંજ છે.

આ દેશ હવામાં, કુદરતી સ્થિતીમાં, લોકોની જાતમાં, તથા લોકોની મનની સ્થિતી, એ વિગેરે કેટલીક મુસ્તકીન બાબતોમાં યુરોપખંડના દેશો કરતાં એટલો તો જુદોછે, કે ત્યાંની પોલીસની ગોઠવણ પ્રમાણે હિંયાં કામની ગોઠવણ કરવામાં આવી હોએ, તો કાયદેસર ફરજ બજાવતાં ઘણા પ્રકારની અડચણ આવે એમાં કાંઇપણ શક નથી. આ પ્રમાણે ઘણા વિદ્વાન માણસોનો મત છે. ને તે ઘણે દરજ્જે ખરો છે.

હાલ ઘણો વખતથી સરકાર તરફથી પોલીસ ખાતામાં દહાડે દહાડે વધારે સુધારો કરવામાં આવેછે. અને રૈયતની સમાધાની તથા સલામતી, તેઓનાં જાન તથા માલનું સંરક્ષણ વિગેરે બાબતોનું ધોરણ પોલીસ ખાતાની સારી અથવા નઠારી વ્યવસ્થા ઉપર છે, તેથી સરકાર તરફથી હંમેશ પોલીસ ખાતામાં વધારે વધારે સુધારો કરવાને બનતી કોશીસ થતી જોયામાં આવેછે.

**પોલીસની ગોઠવણ વખતે પ્રથમ શું વિચારવું જોઈએ**—કોઇ પણ દેશમાં પોલીસનો બંદોબસ્ત પક્કો કરવા ખાએશ રાખનારે પેહેલું તો એટલુંજ જોવાનુંછે, કે તે દેશમાં વસનારા તથા તેની આગળ પછાડી કેટલેક દૂર વસનાર લોકોની ચાલચલગત કેવીછે? તથા તેઓનો સામાન્ય ધંધો રોજગાર શોછે? તેઓનું ગુજરાન ચાલવાનું સાધન કયું છે? તેમજ તેવા લોકોની રીતભાત તથા રસમ જાણવાની પણ ઘણી જરૂરછે. તે સાથે એવા માણસો કાંઇ કેળવણી પામેલાછે, કે તેઓ તમામ જંગલી લોકોજછે, અને કેળવાએલા લોકોના સમાગમથી પણ ઘણે દૂરછે, એ પણ વિચારવા જોગ બાબતોછે. જ્યાં સુધી એવી જાતના લોકો જંગલી છે, ત્યાં સુધી તેઓ દેશના કાયદાઓની પરવા રાખતા નથી; એટલુંજ નહીં, પણ કેટલાક જંગલી લોકો એવા પણ જોયામાં આવે છે, કે ગુન્હો કરવો એ તેઓના મનમાં સેહેજ વાતછે. અને તેમ કરતાં પરમેશ્વરથી તો જાણે નથીજ ડરતા, પણ રાજ્ય કર્તાના કાયદાના બંધનમાં આવી સજા પામીશું એવું પણ તેઓ સમજતા નથી. કેટલાક ડુંગરી ભીલો, કાઠી અથવા બીજા મેવાસી લોકો, અને બીજી કેટલીક જાતના લોકો ખુનનો ગુન્હો કરવો એનો તો કાંઇ હિસાબ-

જ ગણુતા નથી. જ્યારે જીવ લેવાને સારૂ પણુ તેઓ ડ-રતા નથી, ને અંતઃકરણુમાં લેશ માત્ર દયાભાવ હોતો નથી, તો પછી લુટ, ઘર ફાડવું, ચોરી કરવી, એવા ગુ-ન્હાઓ કરતાં તેઓ આચકો શાનોજ ખાએ ? આવા લોકોના દેશમાં, અથવા જ્યાં આવા જંગલી લોકો વસતા હોએ, તેની નજીકના દેશમાં લોકોના જાન તથા મા-લના રક્ષણુ ઉપર વધારે ધ્યાન આપવાની જરૂર જેવું હોએ છે. તેથી પોલીસ સંબંધી ગોઠવણુ કરતી વખતે બહુ વિ-ચારવા જેવું થઇ પડે છે. પોલીસ આવા લોકોને કેમ કા-બુમાં રાખી શકશે, અને વખતે થોડાંક પોલીસના માણુસોને લાગ જોઇ આવા લોકો હેરાન કરશે, અથવા મારી નાંખશે, એવો ડર રાખી, પોલીસનો બંદોબસ્ત કરતાં આચકો ખા-વાનું કાંઇ પણુ કારણુ નથી. જેઓએ જુદા જુદા દેશોનો ઇતિહાસ વાંચેલો છે, ને જેઓના વાંચવામાં જુદી જુદી પ્રજાઓનો પ્રથમનો હેવાલ અને હાલનો હેવાલ યથાસ્થિત આવેલો છે, તેઓ આ જંગલી લોક સુધારવાની બાબતમાં, અગર તેઓને કાબુમાં રાખવાની બાબતમાં નિરાશ થતા નથી. પ્રાચિન વખતમાં કેટલીક પ્રજાઓ ઘણી જંગલી સ્થીતિમાં છતાં, અર્વાચિન વખતમાં ઘણી સુધરી જઇ સુખી અને નિર્ભય જોવામાં આવે છે. તેથી જેઓ આજે જંગલી અને વગર કેળવાએલા છે, તેઓ સુધરીજ ન શકે અને તેઓના ઉપર કાબુ કદી રહીજ ન શકે, એમ ધારનારાઓ મોટી ભુલ કરે છે, એમ કેહેવું કાંઇ ખોટું નથી. કેટલીક યુક્તિથી, જેમ જેમ વખત અનુકૂળ આવતો જાએ છે, તેમ તેમ જંગલી પ્રજાને ધીરે ધીરે પોતાના મૂળ વિચાર છોડી દેવાની જરૂર પડતી જાએ છે. અને જેઓને પ્રથમ

જરૂર જોગ વિચાર શક્તિ પણ હોતી નથી, તેઓનામાંધીરે ધીરે વિચાર શક્તિ આવે છે, એમ આપણે જોઇએ છીએ.

**વગર વિચારે ગોઠવણ કરવાથી થતા ગેર ફાયદા.**—આવા જંગલી દેશમાં પોલીશનો બંદોબસ્ત કરતી વખતે ઘણીક બાબતો ઉપર લક્ષ આપવું જરૂરનું છે. પેહેલાંતો દેશની સામાન્ય સ્થીતિ જોવી જોઈએ. દેશ ડુંગરી અને પાહાડી છે, ઝાડ જંગલ વાળો છે કે પાધર સપાટ છે, આગળ પાછળ નજીકમાં રેલવે વિગેરે કાંઇ છે કે કેમ, દરિયો અથવા નદી નજીક છે કે શી રીતે, અને સીમાડા ઉપર કેવા લોકોની વસ્તી છે, એ વિશે તપાસકરી પ્રથમ ખાત્રી કરવાની જરૂર છે. ઉપલી બાબતો વિગેરે બીજી ઘણીક બાબતો ઉપર વિચાર કર્યા વગર જો પોલીસ સંબંધી ગોઠવણુ કરવામાં આવે, તો ઘણી વખતે એમ માલમ પડી આવે છે કે ગોઠવણુ કરતાં જે મેહેનત પડી હોએ, તે બધી નિશ્ફળ જાએ છે, ને તેથી કાંઇ પણ ફાયદો થતો નથી. આગળ પછાડીના લોકો, તેમજ તે જગામાં રેહેનાર લોકો સુખી રેહેતા નથી. મશહુર ગુન્હેગારો જરા પણ વશ રહી શક્તા નથી. કોઇ પણ પ્રકારનો પોલીસનો રોપ અથવા ડર રેહેતો નથી. એટલુંજ નહીં, પણ ગુન્હો બનવાનો પૂરો સંભવ એટલે પોલીસના હથીઆર બંધ માણસો તે જગોએ હોવા છતાં પણ, વગર વિચારે કરેલા બંદોબસ્તને લીધે ગુન્હેગાર પકડી શકતા નથી. ટુંકામાં તમામ પોલીસની ગોઠવણ નકામી જેવી માલમ પડી આવે છે. લોકોના જાન તથા માલનું રક્ષણ બીલકુલ થતું નથી. રૈયતના માલ તથા જાનની સંભાળનાં સાધનો આવ્હાં લુલાં હોએ છે, તેથી તેઓ ધંધો રોજગાર સુખે કરી શકતા નથી;

હરેક નદી મળવા જેવું કામ આરંભે, તે વખતે ગુન્હેગારોના ડરને લીધે પોતાના કામ પછાડી મંડયા રેહેવાનું બની શકતું નથી. ખેતીવાડી વિગરે પણ નિરાંતે થઇ શકવામાંઅડચણો આવે છે. જ્યાં મેહેનત કર્યાબાદ પાક ઉતરવાનો, તે પોતાને ઘેર સહી સલામત પોહોંચશે, એવી ખાતરી ન થાએ, તો કાંતો ખેતીવાડી કરવાનો વિચાર બંધ પડે, અથવા તો કર્યાબાદ પાક વિગેરે સાચવવા સારૂ યોગ્ય સાધન ખેડુએ પોતે તૈયાર રાખવાની જરૂર પડે, તેથી તેનો ઘણો વખત તેમાં રોકાતાં બીજાં કામોને ઘણી હરકત થાએ,અને વળી ખેતીપણ મોંઘી પડે.ટુંકામાં રૈયતની આબાદી થવાનો સંભવરહીજ શકતો નથી. તેથી રૈયતના મનમાં ભારે વસવસો પેદા થાએછે. અને ધાસ્તીથી ઘણી વખત તેઓ તે મુલક છોડી બીજી જે જગ્યાએ વધારે સારી રીતે રક્ષણ થઈ શકે તેવું જણાએ,ત્યાં જઇ નિર્ભય પણે વસેછે,ને ત્યાં પોતાનો ધંધો રોજગાર નિરાંતે ચલાવેછે. આ પ્રમાણે ઘણીવાર ગામના ગામ ઉજડ થઈ જતાં જોયામાં આવેછે. અને જ્યારે એવી રીતે બનેછે, ત્યારે પછી રાજ્યની આબાદી થવી મુશ્કેલછે. રૈયત સુખી અને આબાદ રહે, તોજ રાજ્યની આબાદાની રહે છે; અને જ્યાં રૈયતને સુખ નથી, અને તેથી આબાદીમાં રેહેતી નથી, ત્યાં રાજ્યની આબાદીની આશા રાખવી એ વ્યર્થછે.

**ગુન્હેગાર લોકો ગુન્હા કેમ કરે છે**—આ બધી બાબતો સાથે એક અગત્યની બાબત ઉપર વિચાર કરવાનો છે. તેએછે કે ગુન્હેગાર લોકો ગુન્હા કરેછે તેનું શું કારણ હશે? પ્રથમ તો સવાલ ઘણો હસવા જેવો માલમ પડે છે, પણ એનો જવાબ દેવાનું પ્રયત્ન કરતાં ઘણી બાબતો ઉપર વિચાર કરવાનુ બની આવેછે.

**કેટલાક લોકોનો ધંધોજ ગુન્હો કરવાનોછે**—ગુન્હો કરવો એ કેટલાક લોકોનો ધંધોજ થઇ પડેલો હોએ, એમ જોયામાં આવેછે. અને તેઓનું સમજવું એવુંજ હોએ છે કે ગુન્હા કરીને પોતાનું ગુજરાન ચલાવવું, એજ તેઓને પોતાની જીંદગીમાં કામ કરવાનુંછે. લુટારાઓ, જુગારીઓ વિગેરે ગુન્હા કરનારા લોકો હંમેશ આ પ્રમાણે સંતોશ માનેછે. આવા લોકોને ખેતીવાડી ઉપર અથવા બીજી મેહેનતના ધંધા રોજગાર ઉપર ધ્યાન રેહતું નથી.

**ગુન્હો કરવાની ફરજ પડે છે**—વળી કેટલાક લોકો એવા પણ જોયામાં આવેછે કે જેઓને ગુન્હા કરવાનું મન હોતું નથી. ગુન્હો કરવો એ તેઓ પોતાનો ધંધો સમજતા નથી. ચાલતાં સુધી ખેતીવાડી, મેહેનત મજુરી, અથવા કોઇ બીજા પ્રકારનો થોડો ફાયદો થાએ તેવો ધંધો કરવામાં તેઓ હંમેશ તત્પર રહેછે. અને તે પ્રમાણે કરેછે પણ તેવો ધંધો કરતાં જ્યારે તેઓને કંઇ ખોટ જાએછે, અથવા નફો થોડો થાએછે, અથવા બીલકુલ થતોજ નથી, અથવા કોઇ પણ કારણથી એવો વખત આવે છે કે પોતાના કુટુંબનું ગુજરાન ચલાવી શકતા નથી, ત્યારે તેઓનો સાધારણ નિયમ ગુન્હો નહીં કરવાનો છતાં, પેહેલાં પોતાની મરજી વિરૂદ્ધ, પણ પાછળથી મરજીથી, ગુન્હો કરવાની જરૂર પડેછે.

કોઇવાર વરસાદ હમેશના નિયમ કરતાં મોડો પડે છે, અથવા બીલકુલ નહીં પડવાથી, અથવા જુજ પડવાથી, અથવા ઘણો વધારે પડવાથી, દુકાળની ધાસ્તી હોએ, અથવા તીડ અથવા બીજા જાનવરોથી ખેતીને નુકસાન થાએછે, અથવા આગ અથવા રેલની આફતથી ગરીબ લોકો ઉપર દુખ આવી પડેછે, અથવા ભારે ખરચને લીધે દેવાંદાર થઇ જાયે

છે. અથવા એવો કોઈ અકસ્માત પ્રસંગ આવેછે, ત્યારે જે લોકો સાધારણ રીતે ધંધા રોજગારવાળા હોએ છે, તેઓ આવા અકસ્માત પ્રસંગથી ના ઉમેદ થઇ, ના ચાલતાં ગુન્હા કરતા જોયામાં આવેછે.

**ધંધો રોજગાર છતાં ગુન્હો કરે છે**—કેટલાક લોક એવા પણ જોયામાં આવે છે કે જેઓ પોતાના ધંધા રોજગારથી પોતાનું ગુજરાન રીત સર ચલાવી શકે છે, તે છતાં પણ વધારે મોજ શોખ અથવા વધારે મઝાની ખાતર પૈસા મેળવવા સારૂ ગુન્હાઓ કરતા જોયામાં આવેછે.

ઉપર બતાવ્યા પ્રમાણે જુદી જુદી રીતે લોકો ગુન્હાઓ કરતા જોયામાં આવે છે. કેટલાક લોક સેહેજમાં ઉશ્કેરાઇ જઇ અમુક ગુન્હાઓ કરે છે, કેટલાક કોઇ પ્રકારનું વેર લેવા ગુન્હાઓ કરે છે, કેટલાક ધર્મ સંબધી ઝનુનથી ગુન્હાઓ કરે છે, પણ આવા ગુન્હાઓથી અમુક માણસોનેજ નુકસાન થાએ છે; ને ઉપર બતાવેલા પ્રકારના ગુન્હાઓ, લોકોની સુલેહ તથા શાંતીની સાથે સંબંધ રાખનારા છે.

**ગુન્હા કરતાં શી રીતે અટકાવવા**—ઉપર બતાવ્યા પ્રમાણે લોકો જુદી જુદી રીતે ગુન્હાઓ કરતા જોયામાં આવે છે. તેઓને ગુન્હા કરતા શી રીતે અટકાવવા, તે ઉપર વિચાર કરવામાં આવે તો એમ માલમ પડશે કે કેટલાક ઉપાય કામે લગાડવાથી તેઓ ધીમે ધીમે ગુન્હાઓ કરતા અટકશે.

જે લોકોનો ધંધો ગુન્હાઓ કરવાનોજ છે તે લોકોને ગુન્હાઓ કરતા અટકાવવા એ જરા મુશ્કેલ છે. પણ પોલીસ તરફનો યોગ્ય બંદોબસ્ત હોએ તો તેવા લોકોને ઘણી ધાસ્તી રહે છે. અને તુરત તો નહીં, પણ ધીમે ધીમે પોતાની માઠી

ટેવ મરજી ઉપરાંત પણ છોડી દેવાની જરૂર પડે છે. જો પોલીસની દેખરેખ સારી રીતે રહે તો એવા લોકોના મનમાં હંમેશ એવો ડર રેહેવાનો, કે કાંતો આપણે ગુન્હો કરતાં પકડાઇ જઇશું, અથવા તે કર્યા બાદ પણ પકડાઇ જવાશે. અને આ પ્રમાણે ધાસ્તીમાં રેહેશે. તો પછી ઘણાક ગુન્હાઓ થતા અટકશે. પણ ફકત ધાસ્તીથીંજ અટકશે,એમ સમજવાનું નથી. આવા લોકોને કોઇ યુક્તિથી ધંધો રોજગારે યા કોઇ પ્રકારના કામે લગાડવામાં આવે, તો પછી ગુન્હાઓ કરવાની વૃત્તિ ઓછી થતી જશે, ને પોલીસના બદોબસ્તથી, અને કામ ઉપર લગાડવાની તજવીજ કરવામાં આવી હોએ, તેથી આવા લોકો ધીરેધીરે સુધરતા જાએ છે, એમ જણાયા વગર રેહેશે નહીં,

હવે જે લોકોનો ધંધો નહીં છતાં ફકત જરૂર પડવાથીજ ગુન્હાઓ કરેછે, તેવા લોકોને તેઓના ગુજારા સારૂ યોગ્ય બદોબસ્ત રાજ્ય તરફથી થવો જરૂરછે, આ ઉપરથી એમ કેહેવાની મતલબ નથી, કે તેઓને ખાવા પીવાનું રાજ્યે પુરૂં પાડવું. કેમકે જો ખાધા પીધાનો બદોબસ્ત એ પ્રમાણે કરવામાં આવે, ને તેઓ આળસમાં બેસી રહે, તો પછી ધારેલો હેતુ પાર ન પડતાં ઉલટી અસર થવાનો પૂરો સંભવ રહે છે- એવી રીતે તજવીજ થવી જોઈએ, કે જેથી તેઓ કામમાં ગુંથાએલા રહે, ને તેઓને પોતાની મેહેનતના બદલામાં પૈસો મળે, તે વડે તેઓનું ગુજરાન ચાલે. આ સારૂ કોઇ પ્રકારનો ધંધો રોજગાર અથવા મેહેનત મજુરીનું કામ એવા લોકોને સોંપવું જોઇએ. તેમ થવાથી ગુન્હાઓ કરવાની તેઓને જરૂર રહેતી નથી, એટલુંજ નહીં, પણ વખત અને વૃત્તિ પણ રેહેતાં નથી.

આ પ્રમાણે બંદોબસ્ત થશે તો સેહેજ જણાઇ આ-વશે કે ઘણા ગુન્હાઓ થતા અટકશે.

**ગુન્હાના પ્રકાર.**—ગુન્હાઓ ઘણા પ્રકારના થાયછે. કેટ-લાક ગુન્હા એવા છે કે જે રાજ્યની વિરૂદ્ધછે; કેટલાક લોકોની સ-માધાની વિરૂદ્ધ છે; કેટલાક ઇનસાફ વિરૂદ્ધ ગુન્હાઓ છે; કેટલાક; લોકોની તંદુરસ્તી, સલામતી, અને અનુકુળતા તથા નીતિ સંબંધી ગુન્હાઓ છે. કેટલલાક ધર્મ સંબધી, માણસના શરીર સં-બંધી, અને કેટલાક મિલકત વિરૂદ્ધ ગુન્હાઓ છે. એ રીતે ઘણા પ્રકારના ગુન્હાઓ છે. કોઈ દેશમાં અમુક તરેહના ગુન્હાઓ વધારે બને છે. બીજાં દેશોમાં તેવા ગુન્હાઓ ઓછાં બને છે, ને બીજા કોઈ પ્રકારના વધારે બને છે. એ પ્રમાણે દેશ દેશમાં જેવા માણસોની વસ્તી, અને ગુન્હાઓ કરવાની વૃત્તિ, તથા સમય વિગરેની અનુકુળતા, તે પ્રમાણે ગુન્હાઓ બન્યા જાય છે. તે ઉપર વિચાર રાખીને પોલીસનો બંદો-બસ્ત કરવાનું ઘણું સારી રીતે બની શકે છે.

**જ્યાં રેવીન્યુ સરવઇ થઇ છે, ત્યાં પોલીસનો બંદોબસ્ત કરવો સુગમ પડે છે.**—જે દેશમાં રેવીન્યુ* સરવઇ થઇ છે, એટલે જ્યાં તમામ જમીન માપવામાં આ-વેલી છે, તથા તેના રીતસર નકસા વિગરે થએલા છે, તેવા દેશોમાં પોલીસની ગોઠવણ કરવામાં સેહેજ ઓછી મેહે-નત પડે છે.

**દેશના ભાગ કરવા તથા વિભાગ કરવા.**—આ-વા દેશના યોગ્ય ભાગ યાને ડીવીઝન‡ પાડવા જોઇએ. આવો દરેક પાડેલો ભાગ ઘણો લાંબો તથા પોહોળો ન જોઈએ.

* Revenue survey.

‡ Division.

કેમકે એકજ ભાગ ઘણો લાંબો તથા પોહોળો હોય, તો તેથી તેમાં નિમાએલા માણસોને ઘણી મેહેનત પડવાની; અને વખતે ગુન્હાઓ થતા અટકાવતાં અને પકડી કાહાડતાં ઘણી મુસ્કેલી જણાયા વગર રેહે નહીં. દરેક ભાગ કેટલો લાંબો અથવા વિસ્તારવાળો જોઇએ, તેમાં કેટલાં ગામો જોઇએ, એ વિગરે બાબત અમુક નિયમ બાંધી શકાએ નહીં. કેમકે જેવા લોકો, જેવી તેઓની વૃત્તિ, તથા જેવો ધંધો વિગરે તે લોકો કરતા હોય, તે તથા આગળ પછાડીની કેટલીક હકીકત ઉપર વિચાર કરી,આ બાબત ધોરણ રાખવાની જરૂર છે.

આવા પાડેલા ભાગના પાછા વિભાગ પાડવા પડે છે. અને તેના પણ જરૂર પડે તો વખારે પેટા વિભાગ પાડવા પડે છે. પછી ઉપર કહ્યા પ્રમાણે જ્યાં જેવી જરૂર જણાય, ત્યાં તે પ્રમાણે પોલીસના થાણાંઓ મુકી દેવાએ છે. અને માણસો નીમી શકાય છે. જે દેશમાં માપણી થઇ નથી, તે દેશમાં વિભાગ પાડવા એ જરા મુસ્કેલ વાત છે. કેમકે વિભાગ પાડતી વખતે જે જે બાબતો ઉપર વિચાર કરવાની જરૂર હોય છે, તે પૈકીની કેટલીક બાબતો ખોળી કાહાડવી પડે છે.

**ગોઠવણ વખતે વિચારવા જેવી બાબતો.**—જરૂર કરતાં વધારે પોલીસના માણસો રાખવાથી કાંઇ પણ સારૂ પરિણામ નથી, એ નકી સમજવું જોઇએ. કેમકે નહીંતો પોલીસની નબળાઈ જણાઇ આવે છે. અને તેથી આગળ પાછળના લુચ્ચા તથા ગુન્હા કરનાર લોકમાં પોલીસનો ડર રેહેતો નથી, અને વકકર પડતો નથી. એટલુંજ નહીં પણ વધારે માણસો રાખવાથી વધારે ખરચ કરવાની જરૂર પડે છે. અને તેથી લોકોના ઉપર છેવટ કર વિગરેનો ભારે

ઓજો થઇ પડે છે. અને તેથી છેવટ પ્રજા સુખ તથા સંતોષમાં રહેતી નથી.

વધારે થાણાં મુકવાની જરૂર હોય ત્યાં થોડાં મુકવામાં આવે તો તેથી જેમ નુકસાન થાય છે, તેમ થોડાં જોઇએ ત્યાં વધારે મુકાએ, તોપણ માઠી અસર થાય છે. તેમજ જ્યાં થાણાં રાખવાની જરૂર હોય ત્યાં રાખવાથી સારી અસર થાય છે, તેમ ન જોઈએ ત્યાં વિના કારણે થાણાં મુકવાથી, સારા ફળની આશા રાખી શકાતી નથી.

**પોલીસખાતાંમાં માણસો કેવાં રાખવાં.**—પોલીસખાતામાં કેવાં માણસો રાખવાં, એ પણ એક વિચારવા જોગ બાબત છે. અંગબળની જરૂર વિશેષ છે, તેથી જન્મથી માંદા અથવા અશક્ત માણસોને તો કદી રાખવાંજ નહીં જોઈએ. તેમ એમ પણ સમજવું નહીં જોઇએ, કે જેઓ શરીરે પુષ્ટ અને દેખાવડા હોએ. તેવાનેજ રાખવાથી ફાયદો છે. જેઓનું શરીર ઘણું ભારે હોય છે, તેવા લોકોથી અંગની મેહેનત વધારે થઇ શકતી નથી. કામના સંબંધમાં કોઇવાર દોડવું પડે છે, કોઇ વાર વધારે ચાલવું પડે છે, કોઇ વાર તેથી પણ વધારે અંગ મેહેનતની જરૂર પડે છે, અને તેવે પ્રસંગે ભારે શરીરના માણસો તદ્દન નકામાં છે, એમ જણાઈ આવે છે.

એટલો નિયમ હંમેશ ધ્યાનમાં રાખવો જોઇએ, કે પાંચ નહીં રાખવા જેવા માણસો નોકરીમાં રાખવા કરતાં એક અથવા બે હોંશીઆર અને કામ બજાવી શકે, તેવા માણસો રાખવાથી વધારે ફાયદો છે. જ્યાં સિપાઇઓ અથવા અમલદારો અફીણી, ગાંજાખોર, દારૂડીઆ, વ્યભીચારી, અથવા એવી બીજી નઠારી ટેવવાળા હોએ છે, ત્યાં

પોલીસનું મુસ્કેલ કામ રીતસર અને નિયમ પ્રમાણે બજાવવામાં તેઓ સારા નિવડતા નથી. તેથી તેવા માણસો રાખવાથી નુકશાન છે; એટલુંજ નહીં, પણ પોલીસનું નામ બદનામ થાય છે. અને તેથી માઠો પરિણામ નિપજ્યા વિના રેહેતો નથી.

કેટલાક લોકો ડરકણ અથવા બિકણ હોવાથી અંધારી રાતે, અથવા ગલીકુંચીને રસ્તે, અથવા વગર વસ્તીવાળી જગોએ, એકલા જઇ શકતા નથી. એવા તો કોઇ શખસને કદી પણ દાખલ કરવોજ નહીં જોઈયે; કેમકે પોલીસનું રોન, પેહેરો, વિગરે કામ તેઓથી નિયમસર અને યથાસ્થિત બનવાની આશા રાખવી એ વ્યર્થ જેવું છે.

કેટલાક અજ્ઞાન લોકો એમ સમજે છે, કે જેઓ ખાનદાન તથા આબરૂદાર લોકો છે, તેઓએ પોલીસમાં નોકરી કરવી નહીં જોઈયે. આમ સમજવાનાં કેટલાંક કારણો બતાવવામાં આવે છે. તેઓનું સમજવું એવું છે, કે પોલીસ ખાતામાં રહેલા અમલદારોને તેમજ તમામ માણસોને, હંમેશ, જુઠાણું તથા પ્રપંચ ચલાવવો પડે છે. અને જેવા પોલીસના કાળા ડગલા હોએ છે, તેવાંજ તેઓના અંતઃકરણ કાળાં રહે છે. તેથી દયાનો અંશ પણ પોલીસ ખાતાંનાં માણસોમાં જોયામાં આવતો નથી. પણ આ સમજવું કેવળ ભૂલ ભરેલું છે, એમ સેહેજ વિચાર કરવાથી જણાઇ આવશે.

પોલીસના લોકોને ગુન્હા સંબંધી અથવા બીજું નોકરીના અંગનું કોઇ પણ કામ કરતી વખતે લાલચ ન રહે, તે સારૂ તેઓનો પગાર છેક ટુંકો હોવો નહીં જોઇએ. પણ સાધારણ રીતે એવો જોઇએ, કે દેશની સ્થીતિ વિગરે ઉપર વિચાર કરતાં, તેઓ પોતાનું તથા કુટુંબનું ગુજરાન આબ-

રૂથી ચલાવી શકે. કેમકે જો પગાર ટુંકો હોએ, અને ગુજરાન ચલાવી શકાએ તેટલું પણ મળતર ન હોએ, તો તેઓને આડે રસ્તે એટલે લાંચ રૂશવતથી પૈસો મેળવવાનું મન થાય.

ભણેલા માણસો રાખવા એ સારી વાત છે. અને તેઓ પોલીસનું કામ કરવાને લાયક જણાએ, તો તેવા લોકોને અવસ્ય રાખવા જોઇએ. પણ ફક્ત ભણેલાજ રાખવાએ નિયમ પણ ન જોઈએ. કેમકે જો કે પોલીસની કેટલીક ફરજને સારૂ લખતાં વાંચતાં આવડવાની જરૂર છે, તોપણ માણસો બીજી રીતે પોલીસની નોકરી કરવા લાયક જણાતા હોય. તો તેઓને રાખવામાં કાંઇ હરકત સરખું નહી.

જે લોકોની ચાલ ચલગત ભરોસો રાખવા જેવી હોય, તેવાજ લોકોને રાખવા જોઇએ. વગર ભરોસાના માણસો રાખવાથી તેઓ ઘણી વાર પોલીસના અખત્યારથી ફાટી જાએ છે, ને વખતે નાશી જઇ, તેઓને મળેલા હથીઆરથી ગુન્હો પણ કરે છે. માટે જેઓની ચાલ ચલગત વિશે ખાત્રી થતી હોય, તેવા શખસોને રાખવા એ વધારે સારૂં છે.

આળસુ માણસો તો કદી દાખલ થવા નહીંજ જોઈએ. કેમકે તેઓ પોતે કામ કરતા નથી, ને બીજા કામ કરનારા માણસોને સોબતથી બગાડે છે. પોલીસના લોકો હંમેશ ચાલાક તથા મેહેનતુ માણસો જોઇએ. કોઈવાર અતીશય ટાઢમાં, કોઇવાર ઉનાળાને ખરે તડકે. કોઇવાર ભારે વરસાદમાં, કોઇવાર ભારે રેતીમાં, કોઇવાર ખાડ, ડુંગરા, ટેકરા વાળી જમીનમાં, એમ જુદે જુદે પ્રસંગે જુદી જુદી તરેહની મુસાફરી કરવી પડેછે, ને ભારે મુશીબતો ભોગવવી પડે છે; તેવે પ્રસંગે જે લોકોના શરીર કસાએલાં હોએછે, અને જેઓ ટાઢ, તડકા વિગેરે નહીં ગણકારતાં, પો-

તોની ફરજ બજાવી શકતા હોએ તેવા લોકો ઘણા ઉપયોગી માલમ પડી આવેછે.

તેજ પ્રમાણે ઊંઘ, તરસ, ભુખ વિગેરેની તન્દી વેઠી શકતા હોએ, તેવા માણસો ઉપયોગી સમજવા જોઇએ. ઘણીવાર એવા માણસો જોઈએછિએ, કે જેઓને વખતસર ખાવાનું,પીવાનું, ઊંઘવાનું, વિગેરે જોઇએછે; અને સેહેજમાં થાકી જાએછે, તેવા-લોકોને પોલીસમાં રાખ્વાથી ઘણું નુકસાન છે. આ વાત બધાએના જાણ્યામાં સારી રીતે છે, અને તેથી એ વિશે જાદે લંબાણ કરવાની જરૂર નથી.

આ વિષય પૂરો કરતી વખતે એક-અગત્યની બાબત ઉપર ધ્યાન આપવું જરૂરનું છે.

આગળ એમ કહ્યું છે કે સારી ચાલના માણસો પોલીસમાં રાખવાં જોઇએ, ને નઠારી ચાલના માણસો રાખવાથી ઘણું નુકસાન છે. આ વાત તો બેશક ખરી છે, તો પણ એ નિયમનો એક અપવાદછે. તોફાની, ફિતુરી, ગુન્હાઓ કરનારા લોકોમાંથી કેટલાકને જો પોલીસમાં રાખવામાં આવ્યા હોએ, તો વખતે તે લોકો ઘણા સારા અને ઉપયોગી માણસો થઇ પડેછે. ગુન્હા અટકાવવામાં, ગુન્હેગારોને પકડવામાં. વિગેરે કેટલીક બાબતોમાં આવા લોકો જો અંતઃકરણ પૂર્વક મદદ કરે, તોપછી તેઓની કિંમત ઘણી સમજવી. વખતે એવા લોકો પોતાની અસલ ટેવ મુકી હળી જાએછે, તેથી તેવાઓને રાખવાથી ઘણો લાભછે. પણ તેઓની ચાલ ઉપર ભરોસો રાખી નિરાંતે બેસી રેહેવું નહીં જોઇએ. કોઇવાર જેમ ઉપર બતાવ્યા પ્રમાણે ફાયદો થાએછે, તેમ કોઇવાર તેઓજ ગુન્હા કરેછે, અગર કરાવેછે, એમ પણ બનેછે. માટે આવા લોકોને ખાતામાં

રાખ્યા બાદ તેઓને સુધારવા, તથા તેઓની પ્રથમની ટેવ છોડાવવા, ઘણી મેહેનત કરવી જરૂરછે. હંમેશ દેખરેખ, સારી સોબતી, તથા સારો બોધ, વિગેરેથી સારી અસર થાયછે.

## પ્રકરણ ૨ જું.

પોલીસખાતાંના નોકરોના દરજ્જા. ભારે પગારના થોડા માણસો રાખવાથી ફ્રાયદો છે કે થોડા પગારના ઘણા માણસો રાખવાથી ફ્રાયદો છે. અમલદારો રાખતી વખતે વિચાર કરવા જેવી બાબતો. ફ્રોજદારોની કચેરીમાં લખાણનું કામ. પોલીસમાં ભણેલા માણસો કેવા કામ લાગે છે. વિલેજ પોલીસ. ગામના પોલીસ પટેલ. કેવા માણસને પોલીસ પટેલ નિમવો જોઇએ. ગામના જીવીદારો વિશે. તેઓની ફ્રરજ, તથા તેઓનો ઉપયોગ. જીવીદારો કેવા જોઇએ. વળતર વિશે. વળતરના ધારાથી થતા ફ્રાયદા સાથે ગેર ફ્રાયદાનો મુકાબલો.

**પોલીસ ખાતાનાં નોકરોના દરજ્જા.**—પોલીસખાતામાં હલકામાં હલકા નોકરો હોએછે, તેઓને + કાન્સ્ટેબલ એટલે પોલીસના સિપાઇ કહેછે. તેનાથી ઉપલા દરજ્જાના નોકરોને × હેડ કાન્સ્ટેબલ કહેછે. તેનાથી ઉપરના નોકરોને ‡ ચીફ્ કાન્સ્ટેબલ યાને ફ્રોજદારો કહેછે. તેનાથી ઉપલા દરજ્જાવાળા અમલદારોને † ઇન્સ્પેકટરો કહેછે. આ સર્વનો ઉપરી * સુપરીનટેન્ડન્ટ હોએછે. કાન્સ્ટેબલો તથા હેડ કાન્સ્ટેબલોની

+ Constable. × Head Constable. ‡ Chief Constable. † Inspector. * Superintendent.

કેટલી કલાસ યાને વર્ગ કરવા તે વિશે કાંઇ પણ નિયમ અથવા રૂલ બતાવી શકાતી નથી. જેવી અને જેટલી વસ્તી, અને લોકોની તથા દેશની જેવી સ્થીતિ, તે ઉપર વર્ગ કરવાનો આધાર રાખવો પડેછે. બ્રિટિશ રાજ્યમાં ઘણાક † ડિસટ્રીકટોમાં, કાન્સ્ટેબલો ચાર કલાસના છે. પેહેલા, બીજા, ત્રીજા તથા ચોથા કલાસના, એમ અનુક્રમે છે. તેજ મુજબ હેડ કાન્સ્ટેબલની પણ ચાર કલાસછે. પેહેલી, બીજી, ત્રીજી, તથા ચોથી; અને તેઓને અનુક્રમે સુબેદાર, જમાદાર, હવાલદાર, નાયક એ પ્રમાણે કહેવાનો રિવાજછે.

ચીફ કાન્સ્ટેબલો એટલે ફોજદારોના હસ્તક એક અથવા વખતે વધારે તાલુકાનો ‡ ચારજ હોએ છે. અને તેવા બે, ત્રણ, ચાર, કે વધારે ફોજદારો ઉપર દેખરેખ રાખનાર અમલદારને ઇન્સ્પેકટર કહેછે. આવા ઇન્સ્પેકટરોને અમુક ભાગ અથવા ડીવીઝનનો ચારજ સોંપેલો હોએ છે. ને તેઉ તે ડીવીઝનના ગુન્હા સંબંધી કામ ઉપર દેખરેખ રાખેછે. તથા તે ડીવીઝનના માણુસોની વર્તણુક તથા રીતભાત, કવાયત, વિગેરે ઉપર ધ્યાન રાખેછે. ફોજદારો ઉપર કેટલી બાબતોની દેખરેખ ઇન્સ્પેકટરોને રાખવાની હોએછે, અને ગુન્હાઓ સંબંધી કેવાં કામોની દેખરેખ રાખવી જોઇએ, તે વિશે આગળ ટુંકામાં બતાવવામાં આવશે.

આ સરવેનો ઉપરી અમલદાર 'સુપરીનટેન્ડન્ટ' હોએ છે. અને પોલીસખાતાની તમામ દેખરેખ, જવાબદારી, તથા કારોબાર તેના તરફ હોએ છે. + બ્રિટિશ ડીસ્ટ્રીકટોમાં -જ્યાં જીલ્લો ઘણો મોહોટો હોએ છે, ત્યાં × આસીસ્ટન્ટ સુપ-

---

† District. ‡ Charge. + British District. × Assistant Superintendent.

ટીન્ટેન્ડન્ટ એક, અથવા, વખતે વધારે પણ હોએ છે.

તમામ દેશોમાં ઉપર પ્રમાણે પોલીસની જુદી જુદી * કલાસ પાડવાની જરૂર નથી. કેમકે જો કે બ્રિટિશ ડીસટ્રીકટ માં ઘણીખરી જગાએ ઉપર બતાવ્યા પ્રમાણે ભાગ છે, તોપણ દેશની સ્થીતિ ઉપર, લોકોના મનના વલણ ઉપર, અને ગુન્હાના પ્રકાર ઉપર, વિચાર કરી ઘણા થોડા માણસો થી વખતે કોઇ રાજ્યમાં બંદોબસ્ત રહી શકે છે. ને તેવે વખતે વધારે કલાસો પાડવાની બીલકુલ જરૂર રહેતી નથી.

**ભારે પગારના થોડા માણસોથી ફાયદો છે, કે થોડા પગારના ઘણાં માણસોથી ફાયદો છે.**—ભારે પગારના થોડા માણસોથી કામ સારૂં થાય છે, કે થોડા પગારના ઘણાં માણસોથી કામ સારૂં થાય છે, તે બિશે વિચાર કરવા જેવું છે. કોઇ પણ રાજ્યમાં, જ્યાં છ અથવા સાત રૂપીઆના પગારદાર, એવા સો માણસો રાખ્યા હોએ, ત્યાં બાર અથવા પંદર રૂપીઆના દરમાયાવાળા પચાસ માણસ રાખવાથી કામ સારૂં ચાલશે કે નહીં, આ સવાલનો જવાબ દેતાં પેહેલાં ,તે જગ્યાની આગળ પછાડીની હકીકતો ઉપર ઘણો વિચાર કરવો જોઈએ. કેટલીક વાર એમ બને છે, કે થોડા પગાર સારૂ સારાં માણસો મળતાં નથી. ને વખતે વધારે સારો પગાર આપવાથી પોલીસમાં નોકરી કરવાને સારાં માણસો મળી આવે છે. એવે પ્રસંગે થોડાં ચાલાક અને હોંશીઆર માણસોથી કામનો બંદોબસ્ત ઘણો સારી રીતે થઇ શકે છે. અને કાંઇ પણ હરકત પડતી નથી. પણ એથી ઉલટું, જો માણસો હોંશીઆર નહીં મળે, તો વધારે પગાર આપી થોડી સંખ્યા રાખવાથી કાંઇ ફાયદો થતો નથી.

---

* Classes.

**અમલદારો રાખતી વખતે વિચાર કરવા જેવી બાબતો**—ફોજદારો અને એવા બીજા ઉપરી અમલદારો રાખતી વખતે વિચાર કરવો જોઈએ. તેઓનામાં મ્હોટો ગુણતો પ્રમાણિકપણાનો હોવો જોઇએ. ફોજદાર, એ તાલુકાના ગુન્હા સંબંધી કામનો દેખરેખ રાખનાર મ્હોટો અમલદાર છે. અને જ્યારે એવો મ્હોટો અમલદાર પોતેજ અપ્રમાણિક હોએ છે, તો લોકોને વ્યાજબી ઈનસાફ મળતો નથી. કાયદેસર તપાસ પણ થઇ શકતી નથી. ખરા ગુન્હેગારો બચી જાએ છે. ને નિરપરાધી માણસો વિના કારણે હેરાન થાએ છે. રૈયત સુખી રહેતી નથી. અને તેઉના મનમાં હરેક રીતે ઇનસાફનો અણભરોસો રહેછે. નઠારા અને તોફાની માણસો ફાવી જાએ છે. ટુંકામાં એવા અધીકારીઓની તરફથી થતા જુલમ અને ગેર ઈનસાફથી લોકો ત્રાહે ત્રાહે કરે છે. અને રાજ્યની આબરૂને તથા આબાદીને ભારે નુકસાન પોહોંચે છે.

વળી હાથ નીચેના માણસો પણ અપ્રમાણિકપણું શિખે છે. અને ઉપરીને તેઓના ડબેલા રેહેવું પડે છે, અને વ્યાજબી ઠપકો પણ આપવાની હિંમત ચાલતી નથી.

આથી ઉલટું, જ્યારે અધિકારી પોતેજ ઘણો પ્રમાણિક હોએ, ત્યારે ઇનસાફ મળે છે, કોઇ ઉપર જુલમ થતો નથી. રૈયત પણ સુખી રહે છે. ને રાજ્યનું તેજ ઘણું વધેછે.

**ફોજદારોની કચેરીમાં લખાણનું કામ**—ફોજદારોની કચેરીમાં જરૂર કરતાં વધારે લખાણનું કામ ચાલવુંએ ઘણું નુકસાન કરતા છે. કેમકે લખાણના કામમાં વધારે વખત રોકાવવાથી ગુન્હા સંબંધી કામો ઉપર પૂરતું લક્ષ આપી શકાતું નથી. તો પણ ફોજદારની કચેરીમાં તે-

મજ તાલુકાઓમાં કામકાજ કેવી રીતે ચાલે છે, તે વિગેરેની ઉપરી અમલદારને જાણવાની જરૂર છે. ને તેથી કેટલીક બાબતોની ખબરો આપવા સારૂ લખાણ કરવાની જરૂર પડે છે.

તેમજ ગુન્હા સંબંધી તથા આગલ પછાડીની કેટલીક હકીગતો સંબંધી, પૂરેપૂરો દાખલો ઉપરી અમલદારની હાજીસમાં રહે, તે સારૂ મુદતી પત્રકાં વિગેરે મોકલવાની જરૂર પડે છે. એ પત્રકો વિગેરે બિશે આગળ લખવામાં આવશે.

**પોલીસમાં ભણેલા માણસો કેવા કામ લાગેછે—** ઘણુંકરી એક ન્હાના કાન્સ્ટેબલથી તે મ્હોટા પોલીસના અમલદાર સુધી બધાએ માણસોને લખતાં વાંચતાં આવડવું જોઇએ. તેમાં અમલદારોને તો લખતાં વાંચતાં આવડવું જોઇએજ ઘણીકવાર પરગણામાં દૂરના થાણાઓમાંથી ખુનના, લુટના, અથવા એવા બીજા ગુન્હાઓના રીપોર્ટો મોકલવા પડે છે, તે વખતે થાણામાં રેહેનાર અમલદારને જો લખતાં વાંચતાં નહીં આવડતું હશે, તો ઘણી મુશ્કેલી પડે છે. એમ ધારોકે જે જગાએ પોલીસના અમલદારનો ÷ હેડ ક્વાટર છે, તે જગાથી ત્રીસ ગાઉ દૂર સરહદ ઉપર એક પોલીસનું થાણું રાખવામાં આવેલું છે- રાતના બાર વાગે વટેમાર્ગુ જતા હતા, તેવામાં એ થાણાની હદમાં હરામખોર લોકોએ આવીને વટેમાર્ગુ જતા હતા તેઓને લુટી લેઇ કેટલાકને મારી નાંખ્યા, તથા કેટલાકને જખમી કર્યા છે. અને આ ખબર થાણાવાળાને થતાં વાર તેઓએ તુરતા તુરત

---

÷ Head Quarter.

હેડક્વાટરમાં અમલદારને પોહોંચાડવાની છે. આવા પ્રસંગે અમલદારને બરાબર લખતાં વાંચતાં આવડતું હોએ તો તો ખબર આપી શકે. પણ કદાચ લખતાં વાંચતાં નહીંજ આવડતું હોએ, તો પછી ગામનો કોઇ વાણીઓ જેને લખતાં વાંચતાં આવડતું હોય, તેનાથી કામ લેવાની જરૂર પડે છે. તે શું લખે છે, તે અમલદાર કાંઈ જાણી શકતો નથી, ને તેથી ઘણો અનર્થ થઇ જવા સંભવ રહે છે. વખતે લખનાર માણસ ગામમાંથી ગેરહાજર હોય, તો ખબર કોઇને મોઢેથી કહાવવી પડે, ને તેમાં તે મોકલેલો જાસૂસ કહેલી હકીકત કરતાં કાંઇ વધારે કહે, અગર કાંઇ ભૂલી જાએ, તો પણ તેથી અનર્થ થાએ છે. આ માટે થાણામાં હંમેશ એવા માણસો જોઇએ. કે જેઓને લખતાં વાંચતાં આવડતું હોએ, ને તેઓ હકીકતનો રીપોર્ટ વિગરે કરી શકે. આ પ્રમાણે જો હોએ, તો પછી હેડક્વાટરમાં વેહેલી ખબર પોહોંચે છે. ને ત્યાંથી જે કાંઇ તુરત ઉપાય લેવાના હોય, તે લેઇ શકાએ છે.

આટલા સારૂ ભણેલા લોકો જેઓ પોલીસની નોકરી કરવા બીજી રીતે લાયક હોએ. તેવાને રાખવા જોઇએ, પણ વખતે તેવા નજ મળી શકતા હોએ, અથવા તેવા થોડા મળી શકે તેમ હોએ, તો પછી અભણ પણ લાયક લોકોને દાખલ કરી. તેઓને લખતાં વાંચતાં શિખવવું જોઇએ. આ સારૂ દરેક પોલીસના હેડક્વાટરમાં એક નિશાળ સ્થાપવી જોઇએ. ને ત્યાં એક શિક્ષક રાખીને દરેક પોલીસનું માણસ જેને લખતાં વાંચતાં નહીં આવડતું હોએ, તેને શિખવવાની તજવીજ થવી જોઇએ. અને પોલીસના માણસો બરાબર ત્યાં અભ્યાસ કરે છે કે નહીં, હાજર રહેછે

કે નહીં, અને તેઓના ઉપર શિક્ષક તરફથી લક્ષ અપાએ છે કે નહીં, એ જરૂર જોવાનું છે.

**વિલેજ પોલીસ×—ગામના પોલીસ પટેલો—**દરેક તાલુકામાં જેટલાં ગામો હોએ છે, તેમાંથી દરેક ગામમાં એક એક પોલીસ પટેલ હોવો જોઈએ. કેટલીક જગાએ પોલીસ પટેલને મુખી પણ કહે છે. ને કેટલીક જગાએ ગામેતી પણ કહે છે.

બ્રિટિશ ડીસટ્રીક્ટમાં આવા પોલીસ પટેલો વિગેરેને માટે +વતન આક્ટ લાગુછે. ને કાયદાને આધારે પોલીસ પટેલ નિમવાનો ઠરાવ કરવામાં આવે છે. પટેલાઇ કોહોના કુંટુંબમાં હતી, વંશપરંપરાને માટે છે.કે અમુક માણસની હૈયાતીને મારેજ છે; કે પાંચ કે દશ વરસના વારાથી છે, તે વિશે રીતસર પાકી તપાસ થયા બાદ, આગળ જે રીતે ચાલતું આવ્યું હોએ તેમ, વતન આક્ટને અનુસરીને ઠરાવ કરવામાં આવે છે. ને જેને ઠરાવથી મુખી પણું મળે છે, તે મુખીનું કામ કરે છે. પોલીસ પટેલની ફરજ શી શી છે, તે વિશે આગળ લખવામાં આવશે.

કેટલાંક તાલુકદારી ગામોમાં, અથવા જ્યાં વતન આક્ટ લાગુ નથી, ત્યાં સરકાર તરફથી મુખી નીમવામાં આવેછે.

**કેવા માણસને પોલીસ પટેલ નિમવો જોઇએ—**

દેશી રાજ્યોમાં જ્યારે જ્યારે કોઇ ગામમાં પોલીસ પટેલની નીમણુક કરવાની હોએ, ત્યારે ઘણો વિચાર કરવો જોઇએ. ગામનો મુખ્ય આગેવાન તે માણસ થવાનો, અને

× Village Police &. Police Patels. + The Watan Act.

તેના વિચાર તથા મત તે આખા ગામના લોકોના છે, એમ સમજવાનું, તેથી એવા કોઇ માણસની નીમણોક થવી જોઇએ, કે જે આબરૂદાર અને વભાવાળો માણસ જોઈએ. તેની ચાલ ચલગત ઘણી સારી હોવી જોઇએ. અને કામ કરી શકે તેવો પુખ્ત ઉંમરનો માણસ હોવો જોઇએ. જેમ પોલીસના અમલદારો તથા કોન્સટેબલો ભણેલા હોવાની જરૂર છે, તેમજ પોલીસ પટેલ પણ ભણેલો હોવો જોઇએ. કેમકે તેમ નહીં હશે, તો કામમાં હરકત પડવાનો ઘણો સંભવ છે. વળી ગામમાંથી હંમેશ એવો કોઇ હોંશીયાર માણસ પસંદ કરવો જોઇએ, કે જેનો ભાર ઓજ પડે. આ વિગેરે બાબતો ઉપર વિચાર કરી બાદ પોલીસ પટેલની નીમણોક થવાથી, ગામના લોકોમાં ઘણું કરી કોઇ વખત કુસંપ થવાનો પ્રસંગ આવતો નથી. લડાલડ થતી નથી. ને સહુ પોતપોતાનું કામ નિરાંતે કર્યા જાએ છે. પોલીસ પટેલ એ ગામનો એક ન્હાનો અધીકારીજ સમજવો જોઇએ.

**ગામના જીવીદારો વિશે. તેઓની ફરજ, તથા તેઓનો ઉપયોગ.**—જીવીદારોના વિષય ઉપર કેટલીક જગાએ ધ્યાન સારૂં અપાય છે ને કેટલીક જગાએ જ્યાં બીલકુલ ધ્યાન અપાતું ન હોય, ત્યાં આપવું જોઇએ. જીવીદારો એટલે શું, તે જાણવું જોઇએ. આની બરાબર તો વાખ્યા આપી શકાતી નથી. પણ એટલુંજ કહીએ તો બસ છે, કે જીવીદારો એટલે ગામની રખેવાળી કરનાર, ગામના લોકોના જાન તથા માલની ઉપર ચોકીથી નીઘેબાની રાખનાર; આવા લોકોને કેટલીક જગાએ ચોકીઆતો પણ કહેવામાં આવે છે, ને કેટલીક જગાએ પગી પણ કહેવામાં આવે છે.

ગામની સીમની એકંદર જમીન પૈકીની કેટલીક જમીન

ગામની વસ્તી તથા જરૂરના પ્રમાણમાં ચોકીઆતોને રાખી, તેઓને વેહેંચી આપવામાં આવે છે. તેઓ સરકારને સેહેજ આકાર ભરે છે, ને વખતે કેટલીક જમીન મફત પણ પળે છે. આ જમીન તેઓને એવી શરતે વેહેંચી આપવામાં આવે છે, કે તેઓએ પોતાના ગુજરાન સારૂ એ જમીન ખેડી, તેમાં વાવેતર કરી જે પાક ઉતરે તે લેવો, ને તેથી પોતાનો ગુજારો ચલાવવો. ને તેને બદલે રાજ્યની નોકરી કરવી. એટલે ગામના લોકોના જાન માલની, તથા ગામની સીમની, તથા પાક વિગરેનો ચોકી કરવી, અને લુટારાઓને તથા ચોરોને ગામમાં પેસતાં, તથા ચોરી, લુટ, બિગરે કરતાં અટકાવવા. આવો બંદોબસ્ત કેટલીક જગોએ રાજ્ય તરફથી હોય છે. ને તેથી ઘણો ફાયદો છે. એક તો માણસો ઉદ્યમી રહે, રાજ્યની જમીન ખેડાય, ને લોકોની આબાદી રહે. વળી કેટલાક ગામોનાં લોકો પોતાનો ખાનગી બંદોબસ્ત કરી લે છે. ઘર દીઠ અમુક રકમ અથવા દાણા લેવા ઠરાવી, તેવી એકઠી થએલી રકમ, અથવા તેવા એકઠા થએલા દાણા, ચોકીઆતને આપે છે, ને ગામની ચોકી કરાવે છે.

**જીવીદારો કેવા જોઈએ.**—આવા ચોકીઆતોમાં પણ પ્રથમ કહેલું છે, તે પ્રમાણે જે ગુન્હા કરતા હોએ, તેવા તોફાની લોકોને રાખવામાં આવે, તો વખતે સારી રીતે બંદોબસ્ત રહેવાનો સંભવ રહે છે. લુચ્ચા લોકોને વશમાં રાખવાનો આ એક ઉપાયછે. પણ એવી રીતે રાખવામાં ઘણી સાવચેતી રાખવાની જરૂરછે. આસપાસ ગુન્હા કરનારા તથા નઠારી ચાલના માણસો કોણ કોણ છે.—તે બધું ઘણું કરીને આવા લોકોને અજાણ્યું હોતું નથી. તે સાથે વળી આવા લોકો પોતેજ ગુન્હાઓ કરનારા હોએછે, અને

તેઓની ગુન્હા કરવાની વૃત્તિ ઓછી થતી જાએછે. તેથી તે ગામમાં ગુન્હાની સંખ્યા ઘણીજ ઓછી થઇ જાએ છે, એમ ધીરે ધીરે જણાઇ આવશે.

ગામના મશહુર ગુન્હા કરનારાઓમાંથી ચોકીઆતો રાખવાથી જોકે ઉપર બતાવ્યા પ્રમાણે ફાયદો થવાનો સંભવછે, તો પણ હંમેશ ફાયદોજ થશે, એમ સમજવું નહીં જોઇએ.

જેમ પોલીસના માણસો પ્રમાણિક રાખવાની જરૂર છે, તેમ ચોકીઆતો પણ પ્રમાણિક અને હોંશીઆર માણસો જોઈએ. કેટલીક જગાએ ચોકીઆતો પોતે લુચ્ચા હોવાથી ચોકી કરેછે એવો ઢોંગ કરી, પોતાના ગામની સીમમાં અથવા આગળ પછાડીના ગામની સીમમાં, ઘણીવાર લુટ ચોરી વિગેરે ગુન્હા કરે છે. અથવા પોતે જાતે ગુન્હા ન કરતાં, બીજા લુચ્ચા લોકો પાસે, સામેલ રહી, કરાવે છે. આ પ્રમાણે ઘણા દાખલા બનેછે. માટે ચોકીઆતો હંમેશ ભરોસાદાર માણસ હોવા જોઈએ. નબળા અને નાહિંમત માણસો ચોકીના કામને લાયક સમજવા નહીં.

કેટલીકવાર એમ પણ બનેછે, કે ગામમાં જે સખસોને ગુજારો કરવાનું સાધન હોએ નહીં, ને તેથી જરૂર પડેથી ગુન્હાઓ કરી પેટભરે, તેવા લોકોને ગુજારાનં કાંઇ સાધન કરી આપી ચોકીઆતના કામમાં રાખવાથી તેઓ પોતાની ટેવ છોડી દેઇ, સિધેરસ્તે ગુજારો કરેછે. અને ચોકીનું કામ પણ મન માન્યું બની શકેછે. પણ આવા માણસો રાખવામાં આવ્યા હોએ, ત્યારે તેઓ ગુન્હા ન કરે, તે ઉપર ઘણી નજર રાખવાની જરૂરછે. એકદમ ભરોસો રાખી નિરાંતે બેસી રેહેવું એ બરોબર નથી.

**વળતર વિશે**—વળતર આપવાની રીત ઘણાક દેશી રાજ્યોમાં જોયામાં આવેછે. જ્યારે લોકોને એક ગામની હદમાંથી બીજા ગામની હદમાં જવું હોએ, ત્યારે રસ્તામાં હરકત ન થાએ, અને કોઈ પ્રકારનો ગુન્હો ન બને, તે સારૂ જે ગામથી નિકળે, તે ગામથી વળાવો લેવાનો રિવાજછે. ને આ વળાવો તેના ગામની હદની બહાર સુધી મુકી આવેછે. દરમ્યાનમાં રસ્તામાં તે સખસની પાસેનો માલ ચોરાઇ અગર લુટાઇ જાએ, તો ઘણું કરી જવાબદાર પેલો ચોકીઆત ગણાએછે. ને ગએલા માલનું વળતર તેની પાસેથી લેવામાં આવે છે તેથી કરી તે વળાવો પોતાની ચોકીના કામમાં ગફલત કરતો નથી,

કેટલાક ગામોમાં પણ આ પ્રમાણે ચોકીઆતો રાખેલા હોએછે. એટલે તેઓની ચોકીમાંથી વખતે કાંઇ માલ જાએ, તો તેનો જવાબદાર પેલા ચોકીઆતો થાએ છે.

વળતર આપવાની રીતથી ફાયદોછે, તેમ કોઇવાર ગેર ફાયદો છે; તે ઉપર વિચાર કરવો જોઇએ.

**વળતરના ધારાથી થતા ફાયદા સાથે ગેર ફાયદાનો મુકાબલો**—ઘણીવાર એમ બને છે કે ગએલા માલનું વળતર આપતાં, માલની કિંમત કરતાં વળતર ઓછું આપવામાં આવેછે. જ્યાં આવો રિવાજ છે, ત્યાં વળતર આપવાની રીતથી ગેર ફાયદો થવાનો સંભવ ઘણો વધારે છે. ચોકીઆતો લુચ્ચા હોએ, તો તેઓ પોતેજ અગર બીજા પાસે ગુન્હો કરાવી, ચોરાએલા માલની અડધી કિંમત આપી, પોતે બંધનમાંથી છુટી જઈ, પછી ચોરોના ભેગા સામેલ રહી માલ વેહેંચી લેછે. તેથી તેઓને વળતર આપવું પડે, તે પાછું મળે એટલુંજ નહીં, પણ કાંઇક ફાયદો રહેછે.

તેમજ વગીતર આપ્યા પછી ગુન્હેગાર કોણ છે, તે શોધી કાહાડવાને તેઓ મેહેનત લેતા નથી. તેથી ગુન્હાઓ ઘટતા નથી, પણ વધ્યા જાએછે.

---

## પ્રકરણ ૩ જું.

---

પોલીસની ભરતી. પોલીસમાં દાખલ કરતાં પહેલાં તપાસ કરવા જેવી બાબતો. પોલીસના માણસોની કલાસ. ‡ફુટ યાને પાયદલ પોલીસ વિશે. તેની જરૂર તથા ઉપયોગ. *માઊંટેડ યાને ઘોડેસ્વાર પોલીસ. તેઓની કાયદેસર ફરજ. શકદારના પત્રક. કોને શકદારના પત્રકમાં દાખલ કરવો. કોને શકદાર-માંથી કમી કરવો. શકદારની હાજરી. પગલાં વિશે. પગલાં શોધી કહાડવાની રીતથી થતો ફાયદો.

---

**પોલીસની ભરતી**—પોલીસના માણસોની ભરતી કરતી વખતે આગળ કહ્યા પ્રમાણે, હોંશીઆર, શરીરે મજબુત, તથા પોલીસની નોકરી કરી શકે તેવો, સારી ચાલનો, અને બની શકે તો લખતાં વાંચતાં આવડતું હોએ તેવો, માણસ પસંદ કરવો જોઇએ. પોલીસખાતાની આબરૂ અથવા ફજેતી એ બધાનો આધાર, તે ખાતાના માણસો ઉપર છે. જેવા માણસો પોલીસમાં હોએ, જેવી તેઓની ચાલ ચલગત, હોંશીઆરી, તથા સમય સૂચકતા, તે પ્રમાણમાં તે ખાતાની આબરૂ બંધાએછે. જો સારાં માણસો દાખલ કરવામાં આવે, તો તેઓ કામ શિખતા જાએ, અને

---

‡ Foot Police * Mounted Police.

જેમ જેમ અનુભવ મળતો જશે, તેમ તેમ તેઓ હોંશીઆર થતા જશે; ને છેવટ ઘણા ઉપયોગી માણસ થઇ પડશે. જ્યાં ભરતી વખતે કાળજી રાખવામાં આવતી નથી, ને પોલીસના કામને નાલાયક, એવા વસીલદાર લોકોને, શરમાશરમીથી ખાતામાં દાખલ કરવામાં આવેછે, ત્યાં પોલીસનું કામ બરોબર કરી શકે, તેવા માણસોની ખોટ પડવાની; ને તેથી તે ખાતું નબળુંજ જણાયા કરશે, ને બંદોબસ્ત રીતસર કદી પણ રહી શકવાનો નહીં.

**પોલીસમાં દાખલ કરતાં પેહેલાં તપાસ કરવાં જેવી બાબતો**—ભરતી વખતે અમુક નિયમ ધ્યાનમાં રાખવા જોઇએ, એમ જણાવી, તે અમુક નિયમ બાંધી રાખવાથી ફાયદો નથી. તોપણ સાધારણ રીતે આગળ બતાવવામાં આવેલી હકીકતો ઉપર વિચાર કરીને ભરતી થાએ તો સારૂં. ઘણું કરી જેની ઉંમર વરસ બાવીસની છે, તેવા અથવા તેથી વધારે ઉંમરના માણસો પસંદ કરવા. બાવીસ વરસની અંદર જેની ઉંમર છે, તેવાઓને પસંદ કરવાથી કાંઇ પણ ફાયદો નથી. કેમકે તેઓ ઘણું કરીને પુખ્ત ઉંમરના ગણવામાં આવતા નથી; ને છોકરવાદમાં ખપી જાય છે. તેમજ પચીસ વરસથી વધારે ઉંમરનો માણસ નોકરીમાં દાખલ નહીં કરવો જોઇએ. પણ કાંઇ વિશેષ કારણસર તેવા માણસોને દાખલ કરવાનું નજરમાં આવે, તો કરવા અડચણ નહીં સમજવી જોઈએ.

પોલીસખાતાની ફરજ એવી તો જુદા જુદા પ્રકારની અને જોખમ ભરેલી છે, કે ઉછાંછળા તથા ઉતાવળા મૂર્ખ માણસોને કદી રાખવા નહીં જોઇએ. પોલીસની સાધારણ ફરજો આગળ બતાવવામાં આવશે.

ઘણીવાર એમ જોયામાં આવે છે, કે ભરતી કરતી વખતે, લોકો ખુશીથી પોલીસખાતામાં દાખલ થાય છે. અને પાછળથી સખત નોકરીથી કંટાળી જઇ, લોકો રાજીનામાં આપી નોકરી છોડી દેવા તૈયાર થાય છે. બધાએના અથવા ઘણાખરાના રાજીનામાં એકદમ મંજુર કરી, તુરત તેઓને રજા આપવામાં આવે, તો તે બરાબર નિયમ કહેવાય નહીં; કેમકે તેમ થવાથી પોલીસખાતામાં કોઇ વાર માણસનો તોટો એકદમ પડી જાય છે, ને તેથી નોકરીને ઘણી અડચણ પડે છે. તેથી જનાર માણસની જગાએ બીજાં સારાં માણસોની ભરતી કરવા વખત મળે, અને તોટો એકદમ ન પડી જાએ, તે સારૂ જેમ બ્રિટિશ ડીસટ્રીકટમાં રૂલ છે, તે મુજબ, ચાલતાં સુધી બધે રૂલ હોય, તો સારી. તે રૂલ એ છે, કે રાજીનામું આપી નોકરી છોડી જવાની મરજી હોએ, તેણે બે મહીના પેહેલાંથી ખબર આપવી. ને મુદત બાદ તેને નોકરીથી રજા આપવી. અલબત, આ રૂલ રાખવી, તોપણ કોઇ ખાસ કારણ હોએ, તો એકદમ કોઇ માણસને જવા દેવાને હરકત, જેમ બ્રિટિશ ડીસટ્રીકટમાં નથી, તેમ બીજા રાજ્યોમાં પણ ન હોએ તો સારૂં.

હરેક ભરતી વખતે પોલીસમાં દાખલ થનાર માણસોને આ રૂલ જરૂર સમજાવવી જોઇએ, ને આથી વિરૂદ્ધ ચાલનાર શખસ ઉપર કામ ચલાવી સજા કરાવવી જોઇએ.

પોલીસમાં દાખલ કરતાં પેહેલાં તપાસ કરવા જેવી કેટલીક બાબતો છે. પોલીસની નોકરીમાં ચપળતા તથા અંગમેહેનતની ઘણી જરૂર છે. એ હેતુ ઉપર વિચાર કરી ભરતી થાએ, તો ઘણું સારૂં. તે સાથે તે માણસની ચાલચલગત સારી છે, એ વિશેની ખાત્રી થવી જોઈએ. પેસ્તર

સજામાં આવેલો નથી, અને ગુન્હો કરી નોકરીને નાલાયક ઠરેલો નથી, એ પણ જોવું જોઇએ. ધર્મ સંબંધી ઝનુનવાળો માણસ રાખવો ઉપયોગનો નથી. કોઇ વાર ડ્રેસ પેહેરવામાં, બાલ કપાવવામાં, અથવા હથીઆર રાખવા સંબંધી કોઈ ખાતાના નિયમથી, ઉશ્કેરાઇ જઇ સામો થાએ, અથવા ધર્મ સંબંધી કાંઈ હકીકત ઉપરથી, પોતાની કાયદેસર ફરજ ભુલી જઇ, આડી ચાલ ચલાવે, તો તેવો માણસ પોલીસખાતામાં ઉપયોગી નથી. અને વખતે નુકસાન પણ કરે છે. વળી ઘણા તામસી મિજાજનાં માણસો અથવા જેઓ સેહેજ નજીવા કારણથી પણ ચઢી જઇ ટંટો ઉભો કરે, એવા માણસોને પણ રાખવા નહીં જોઈએ.

**પોલીસના માણસોની કલાસ.**—પોલીસના માણસોના બે વર્ગ પાડવા જોઇએ. એકતો ×ફુટ પોલીસ એટલે પાયદલ, યાને પગે ચાલનાર સિપાઇઓ; એને પાળા પણ કેહેવાએ છે. અને બીજો + 'માંઉટેડ' પોલીસ, યાને ઘોડે સ્વાર પોલીસ.

ફુટ પોલીસમાં પાછા બે વર્ગ પાડવા જોઇએ. એકતો †'આરમડ' એટલે બંદુક અથવા તેવા ભારે હથીઆર વાળા, ને બીજા ÷'અનાર્મડ' એટલે ફકત તલવાર, સોટા અથવા એવાં હલકાં હથીઆર વાળાઓ.

**પાયદલ પોલીસ વિશે. તેની જરૂર તથા ઉપયોગ**—જંગલી, ભીલાડ, મુલક હોએ ત્યાં, અથવા જ્યાં ચોર લુટારાઓ વધારે વસતા હોએ ત્યાં, અથવા જયાં સરહદો

× Foot Police. + Mounted Police. † Armed. ÷ Unarmed.

ઉપર ગુન્હાઓ વધારે બનવાનો સંભવ હોએ, ત્યાં ઘણું કરી 'આરમડ' એટલે બંદુકવાળા સિપાઈઓ વધારે ઉપયોગીછે, એમ સમજવું જોઈએ. અને જ્યાં ઉપર બતાવ્યા પ્રમાણે હકીગત નથી, તેવી જગા ઉપર સુલેહ જાળવવા તથા લોકોના જાન તથા માલના રક્ષણ સારૂ, પોલીસનો ઘણો ભાગ અ-નાર્મડ એટલે ફકત તલવાર જેવું હલકું હથીઆર રાખે, તો બસછે. તોપણ પોલીસના એકંદર માણસો પૈકી થોડાંક માણસો, એટલે સેંકડે દસ અથવા પંદર માણસો, 'આરમડ' એટલે બંદુકવાળા હોએ, તો બસછે.

'આરમડ' પોલીસના માણસો ભણેલા નહીં હશે, તો ઘણી હરકત પડવાની નહીં. કેમકે આવા 'આરમડ' પોલી-સના માણસોને ઘણું કરી લખવા વાંચવાની જરૂર પડે-એવી નોકરી કરવાનો વખત ભાગ્યેજ આવેછે. પણ જ્યાં 'અનાર્મડ' પોલીસ હોએજ નહીં, પણ ફકત 'આરમડ' હોએ, અથવા ઘણો ભાગ 'આરમડ' હોએ, ત્યાં ઉપર બતાવેલો નિ-યમ લાગુ પડતો નથી.

**ઘોડેસ્વાર પોલીસ. તેનો ઉપયોગ**—'માંઉટેડ' પો-લીસને માટે કેવાં હથીઆર રાખવાં, તે દેશ દેશની જેવી જરૂર, તે ઉપર આધાર રાખેછે. પણ ભારે એટલે ઘણા બો-જાવાળા હથીઆર રાખવામાં આવેથી, કોઇવાર ગેરફાયદો માલમ પડી આવે છે.

'માંઉટેડ' પોલીસની બેજ કલાસ હોએ, તો બસ છે. સ્વાર અથવા 'માંઉટેડ'કાન્સ્ટેબલ જેને '×ટ્રુપર' પણ કહેછે, ને 'હેડકાન્સ્ટેબલ' અથવા દફેદાર. આ બધા ઉપર એક જમા-દાર હોએ, ને તેના ઉપર એક રીસાલદાર હોએ, તો પછી

× Trooper.

'માંઉટેડ' પોલીસનું કામ સારી રીતે ચાલવા વધારે નિમણુ-કની જરૂર જણાતી નથી.

'માંઉટેડ' પોલીસમાં કેવાં માણુસો રાખવાં, તે વિશે જાદે લખવા જેવું નથી. જે નિયમ પોલીસને સામાન્ય લાગુ છે, ને આગળ આપવામાં આવેલા છે, તેજ નિયમ માંઉટેડને માટે પણ લાગુ છે. ફક્ત વધારામાં એટલુંજ યાદ રાખવાનું, કે જેને ઘોડા ઉપર બરાબર બેસતાં આવડતું હોએ, ને ઘોડાનીમાવજત વિશે, જેનામાં કાંઇ સમજણ હોય, તે-વાનેજ રાખવા જોઇએ. ચાલતાં સુધી પાયદલ પોલીસમાં-થીજ સ્વારની જગો સારૂ લાયક આદમી શોધી કહાડવાં જોઇએ. પણ અમુક માણસોની ખાસ હોંશીઆરીના સ-બબથી સ્વારની જગો આપવામાં આવે, તો તેમાં કાંઇ અ-ડચણ જેવું નથી.

ડુંગરા, ટેકરાની જગામાં, માંઉટેડ પોલીસ વધારે ઉ-પયોગની નથી. એમ ઘણાનો મત છે. તેમજ રેતાળ જ-ગામાં પણ વધારે ઉપયોગી નથી, એમ પણ અનુભવથી સાબીત થએલું છે. 'માઉંટેડ' પોલીસની સંખ્યા પાયદલ પોલીસની સંખ્યાના પ્રમાણમાં ઓછી જોઇએ. 'માઉંટેડ' નો પગાર ભારે હોવાથી રાજ્યને ઘણો વધારે ખરચ થાય છે, અને કામ જોઇએ તે પ્રમાણે કરવા સારૂ તેટલાજ ખ-રચમાં ફુટ પોલીસના ઘણાં વધારે માણુસ રાખી શકાએછે.

'માંઉટેડ' પોલીસના માણુસો ઘણું કરી સરહદ ઉ-પરના થાણામાં રાખવાં જોઇએ. કેમકે સરહદ ઉપર આગળ પછાડીના તોફાની લોકો આવીને ગુન્હાકરી નાસી જાએ છે, એમ ઘણીવાર બનેછે. ઘણીવાર તો ગુન્હેગારો જલદ ઘોડા અથવા ઘોડી, અથવા ઊંટ ઉપર બેસીને આવેછે. અને ગુ-

ન્હોકરી, માલ લેઇ, રાતો રાત ઘણાક ગાઉ દૂર નિકળી જાએ છે. તેવા લોકોને આ પ્રમાણે કરતા અટકાવવા, અગર તેઓની પાછળ દોડી પકડવા, ફુટ પોલીસના માણસો ઉપયોગમાં આવી શકતાં નથી. પણ 'માંઉંટેડ' પોલીસના માણસો તુરત તેઓની પુઠે દોડી શકેછે. અને તેઓને પકડી કાહાડવા વધારે મુશ્કેલી પડતી નથી. અને એ રીતે ગુન્હો થતો અટકાવી શકાએછે, અગર ગુન્હેગારને મુદા માલ સાથે પકડી શકાએ છે

આ શિવાએ જ્યાં સરહદ નહોએ. તોપણ ગુન્હો બનવાનો સંભવ કોઇ કારણથી વધારે હોએ, ત્યાં ફુટ પોલીસના થાણાઓની મદદમાં 'માંઉંટેડ' પોલીસના માણસો રાખ્યા હોએ, તો ઘણા ઉપયોગી થઇ પડેછે ઊપરી અમલદાર ઘણા અંતર હોએ ત્યાં તાબડતોબ ખબર જઇ શકેછે, અને ગુન્હેગારની પાછળ તુરત દોડી શકેછે. તેમજ જ્યાં ફોજદારોની કચેરીનું 'હેડકવાટર' હોએ, ત્યાં પણ થોડાક સ્વારો રાખવાની જરૂર છે. કોઇ મોહોટા ગુન્હાની તપાસ સારૂ એકાએક ફોજદારનું જવું થાએ, તો 'માઉંટેડ' પોલીસના માણસો તુરત સાથે જઇ શકેછે.

આ શિવાએ ગામ પરગામના રસ્તા હોએ, તે રસ્તા ઉપર પણ સાંજના અને રાતે, બરોબર બંદોબસ્ત રેહેવા સારૂ અને લુટ અથવા એવા બીજા ગુન્હા નહીં બને, તેના બંદોબસ્ત સારૂ થોડે થોડે અંતરે 'માંઉંટેડ પોલીસ'ના માણસો ફેરો ફરવા જાએ, તો ગુન્હેગારોને દેહેસત રહેછે; ને ગુન્હા કરવાનું એકાએક બની આવતું નથી, ને ગુન્હો થયા પછી પકડવાની મેહેનત પડેછે, તે ઘણે દરજ્જે બચેછે.

'ફુટ પોલીસ'ના તથા 'માઉંટેડ પોલીસ'ના તમામ

માણુસો થાણામાં વેહેંચી દેવાં નહીં જોઇએ. કેમકે એમ કરવાથી વખતે એકદમ માણુસની ટાંચ પડી જવાની. હંમેશ નિયમ એવો જોઇએ, કે કોઇ અકસ્માત પ્રસંગને માટે હેડ-ક્વાટરમાં થોડાકે હોંશીઆર માણુસોને +ફાલતુ રાખી મુકવાં જોઇએ, કે કોઇ ગુન્હાની ખબર પોહોંચેથી અગર કોઇ બીજી નહીં ધારેલી હરકત આવી પડવાથી, જરૂર પડે માણુસોનો ઉપયોગ કરી શકાએ.

**પોલીસની કાયદેસર ફરજ**—પોલીસનું કામ મુખ્ય તો ગુન્હા થતા અટકાવવાનુંછે. ઘણા લોકો એમ સમજે છે કે ગુન્હા પકડવાનું કામ પોલીસનું છે, પણ એમ સમજવું બહુ ભૂલ ભરેલુંછે. પ્રથમ તો ગુન્હો થતો અટકાવવો એ-જ જરૂરની બાબતછે. ને તેથી ગુન્હો બન્યો નહીં ને અટ-કયો, તો પછી પકડવાની જરૂરજ રહી નહીં. જ્યાં ગુન્હા-થતાજ નથી, અથવા થોડા થાએછે, ત્યાં પોલીસખાતાનો બં-દોબસ્ત ઘણો સારોછે, એમ માનવું જોઇએ; ને જ્યાં ગુન્હા બનેછે, ને જોકે પાછળથી ગુન્હેગારને પકડીને સજા કરાવ-વામાં આવે, તો પણ તે ઉતરતે દરજ્જે ગણવાનું છે. જ્યાં સુધી પોલીસના માણુસો પોતપોતાની ફરજ બરાબર રીતે અદા કરેછે, ને રાતે તેમજ દીવસે પોલીસ તરફે તેઓને જે કાંઇ કામ કરવાનું હોએ તે પ્રમાણે કર્યા જાએ, ત્યાંસુધી ગુન્હો બનવાનો સંભવ નથી, ને તેમાં ચુક અગર ગફલત થાય, તોજ ગુન્હો બનેછે.

ઘણીકવાર એમ જોવામાં આવેછે. કે નાદાન માણુસો પોલીસમાં રાખવામાં આવેલા હોએછે, તેઓ પોલીસના અ-

---

+ Reserve Force.

ખ્યારથી ફુલાઇ જઇ પોતાની સત્તા ગેર—કાયદે વાપરી ગેર વ્યાજબી કામ કરેછે; તેમજ આગળ પછાડીના માણસો અગર રૈયતો સાથે ગાળાગાળી મારામારી વિગેરે કરેછે. પણ આ પ્રમાણે થવું ઘણુંજ ખોટુંછે. પોલીસના માણસોએ હંમેશ સભ્યતા ભરેલી વર્તણુંક રાખવાથી જેટલો ફાયદોછે, તેટલો બીજી રીતે ચાલવાથી નથી, એમ પ્રથમ સમજવું જોઇએ.

પોલીસના માણસોની ફરજ કઇ કઇછે, તે વિશે વિસ્તારથી આગળ બતાવવામાં આવશે.

અમુક જગાએ તોફાની લોકો કોણ છે, અને ગુન્હો કરે તેવા, તથા ગુન્હો કરવાની જેને જરૂર પડે, તેવા લોકો કયાછે, તે જાણવાની પોલીસને ઘણી જરૂર હોએછે. તે સારૂ દરેક માણસનું ગુજરાન કેવી રીતે ચાલે છે, તેની ચાલચલગત કેવીછે, અને તેના મનની સ્થિતિ કેવીછે, એ. વિગેરે બાબતો ઉપર પોલીસે હંમેશ લક્ષ આપવું જરૂરછે. જે લોકો ખેતીવાડીથી, કોઇ ધંધો રોજગારથી, અથવા કોઇ પ્રકારની મેહેનત મજુરીથી. પેટ ભરતા હોએ, તેઓને ઓળખવા જોઇએ; તેમજ, જે લોકો ગુન્હા કરીનેજ ગુજરાન ચલાવતા હોએ, તેને પણ સારી રીતે ઓળખવા જોઇએ. દેશમાં ગુન્હા બનવાનો સંભવ પાછળના માણસોથી રહેછે, તેથી તેઓની હાલચાલ ઉપર દેખરેખ બરાબર રાખવી જોઇએ.-

**શકદારનું પત્રક. કોને શકદારના પત્રકમાં દાખલ કરવો.**—જે માણસોને ખુન, ડાકાઇટી, લુટ, ખાતર ચોરી વિગેરે એવા બીજા ગુન્હા બદલ સજા થઇ હોએ, અને સજા ભોગવી આવ્યા હોએ, તેઓના ઉપર ઘણી બારીકીથી પોલીસ તરફથી નજર રેહેવી જોઇએ; કેમકે વખતે એમ

પણ બનેછે, કે આવા લોકોને એકવાર સજા થવાથી તેઓ ને બીજીવાર સજામાં જવાની નામોશી લાગતી નથી, અને તેથી બીજીવાર ગુન્હો કરવાને સારૂ તત્પર રહેછે. તેમજ વખતે એમ પણ બનેછે, કે એકવાર સજા થવાથી ગુન્હો કરતાં અટકેછે. પણ આવું કવચિતજ બનેછે.

ઉપર પ્રમાણે સજા ખાઇ આવેલા માણસો હોએ, તેઓના ઉપર, તેમજ ગેરવર્તણુંકવાળા માણસો જેનાથી ગુન્હા થવા સંભવ છે, એવા માણસો વિગેરે ઉપર પોલીસની જાદે નજર રેહેવી જરૂરછે. આ સારૂ દરેક ગામમાં શકદાર માણસોનું પત્રક તૈયાર કરી તેમાં ઉપર બતાવેલા માણસોના તથા એવા બીજા કોઇ શકદાર માણસ હોએ, તેઓના નામ દાખલ કરવાં જોઇએ. તેવા લોકોના ઉપર દરરોજ નજર રેહે તે સારૂ, સાંજે અગર રાતે રોજ, તેઓની હાજરી લેવી જોઇએ. આવા લોકો ગામમાં ને ગામમાં રહે, ને ગામબહાર રાતે ન જાયે, તેમ નજર રેહેવી જોઇએ. કેમકે ગુન્હો કરવાનો વખત ઘણું કરી સંધ્યાકાળ અથવા તે પછીનો છે.

આ પ્રમાણે થવાથી આવા ગુન્હા કરનાર લોકોને એક જાતની દેહેશત રેહેછે. અને તેઓ ઘણું કરી ગુન્હો કરવા પામતા નથી. ને કદાચ કરે તો પકડાઇ જવાનો સંભવ છે. વળી એમ પણ બનેછે, કે જેઓ ગુન્હો કરનારા છે, તેઓ આવી હાજરી વિગેરે સખ્તાઇથી પોતે ધીરે ધીરે ગુન્હો કરવાની ટેવ છોડેછે. અને બીજો આબરૂદાર રોજગારથી અથવા મેહેનત મજુરી કરી પોતાના દહાડા કહાડવા શીખેછે.

**કોને શકદારમાંથી કમી કરવો**—જેઓ ગુન્હેગાર સાબીત થવાથી સજા થએલી હોય ને સજામાંથી છુટી આવ્યા હોએ, તેઓના નામ શકદારના પત્રકમાં દાખલ કરવાં

એ બરાબરછે. પણ હંમેશ,—એટલે તેવા લોકો જીવે ત્યાંસુધી શકદારમાં રેહે, તે વ્યાજબી નહીં. એટલુંજ નહીં, પણ તે-થી પરિણામ પણ સાર થવાનું નહીં. માટે સજામાંથી છુટી આવ્યા બાદ, ઓછામાં ઓછા પાંચ અથવા તેથી વધારે વ-રસ સુધી, તેઓની ચાલ સંતોશકારક હોય, અને ગુન્હો કર-વાની વૃત્તિ જોયામાં ન આવે, તેમજ બીજી રીતે આબરૂથી પોતાનો ગુજારો કરતા જોયામાં આવે, તો તેવાઓના નામ શકદારના પત્રકમાંથી કમી થવાં જોઇએ.

**શકદારની હાજરી**—આવી હાજરી પોલીસ થા-ણાં હોએ, ત્યાં પોલીસ તરફથી લેવી જોઇએ. પણ જ્યાં પોલીસનું થાણું ન હોય, ત્યાં ગામના પોલીસ પટેલે લેવી જો-ઇએ. અને ફોજદારો વિગરે પોલીસના અમલદારો, પોતાના પ્રગણામાં ફરવા જાએ, ત્યારે હાજરી બરોબર લેવાએ છે કે નહીં, તે વિશે તેઓએ પત્રકથી તપાસ કરવી જોઇએ.

ગામમાં સાદ પડાવી, અથવા ઢોલ વગાડી, લોકોને ચોરામાં અથવા બીજી એવી જગાએ ભેળા કરી પછીથી હાજરી લેવા રિવાજ છે. તેવે વખતે મશહુર ગુન્હેગારો જે ઓના નામ શકદારોમાં હોએ, તેઓ હાજરી લખાવી જાએ છે; અને પછીથી બધા લોકો છુટા પડયા બાદ એકદમ ગામમાંથી તેઓ જાય છે. ને વખતે પાસેના ગામોમાં, અ-થવા વખતે ફરતા દસ વીસ કે ચાળીસ ગાઉ દૂર ગામોમાં રાતો રાત ગુન્હા કરી પાછા આવે છે. આ પ્રમાણે ઘણી વાર બને છે. માટે ગામના પોલીસ પટેલે ભરોસાદાર ચો-કીઆતો મારફતે જાદે નજર રાખવા બંદોબસ્ત કર્યો હશે, તો આ પ્રમાણે થવા પામશે નહીં.

**પગલાં વિશે.—પગલાં શોધી કહાડવાની રીત**

**થી થતો ફાયદો.**—આ જગોએ 'પગલાં' સંબંધી થોડી સૂચના કરવી જરૂર છે.

લુટ, ખાતર ચોરી, અને એવા બીજા ગુન્હાઓ વખતે જ્યારે તુરતા તુરત ખબર મળે છે, ત્યારે પોલીસ તપાસ કરવા જાએ છે. તેમાં સહુથી પેહેલાં બીજી તપાસ સાથે 'પગલાં' ની તપાસ પેહેલી કરે છે. એટલે જે જગાએ લુટ થઇ હોએ, અથવા જે જગાએ ખાતર પડયું હોએ, તે જગાએ માણસના પગલાં છે કે ઘોડાના, એક માણસનાં છે કે વધારે માણસનાં, તે તુરત જોવા માંડે છે. આવા ગુન્હા ઘણું કરી રાતની વખતે બને છે, તે વખતે પગલાંનો શોધ થવો સેહેલો છે. કેમકે રાતની વખતે લોકોની આવ જાવ બીલકુલ હોતી નથી; અગર ઘણી ઓછી હોએ છે; એટલે પછી પગલાં શોધી કહાડવામાં મુશ્કેલી પડતી નથી. સાંજના લોકોના પગલાં પડયાં હોએ છે, તે ભેગાં, આવા લુટ અથવા ચોરી કરનારના પગલાં પડેલાં હોએ, તો તે શોધી કહાડવાં કેવાં મુશ્કેલ છે! પણ ગામડાંઓમાં પગીઓ વિગરે લોકો આ કામમાં એવા તો હોંશીઆર હોએ છે, કે તુરતના પગલાં કયાં છે, ને આગળના પગલાં કયાં છે, તે તુરતા તુરત પારખી કહાડે છે. ને તે વિશે ખાત્રી થાએ કે તુરત રાત હોએ તો દીવા અગર મસાલની મદદથી, તે પગલાં જોતા જોતા આગળ ચાલે છે. આ પ્રમાણે જ્યારે પગલાં આગળ જોયામાં આવે છે, ત્યારે પગલું "ચલાવ્યું" એમ કહેવાએ છે. ચાલતાં ચાલતાં જ્યાં સુધી તે પગલાં જણાએ છે, ત્યાં સુધી તેની શોધમાં જાએ છે; ને છેવટ જે ગામની સીમમાં પગલાં જાએ, તે ગામના મુખી વિગેરે પટેલોને બોલાવી કહે છે કે "પગલાં તમારે ગામ આવ્યાં છે,

માટે તપાસ કરો. " આ પ્રમાણે કરવામાં આવે, છે તેને પગલાં સોંપવામાં આવ્યાં એમ કહેવાએ છે. હવે પગલાં આગળ ગામ બહાર ચાલી શકતાં હોએ તો ચલાવે, ને નહીં ચાલી શકતાં હોએ, તો ગુન્હાનો કરનાર જે ગામમાં પગલાં આવ્યાં, તે ગામનો છે, અથવા તે ગામમાં છે, એમ અનુમાન થાએ છે અને તે ઉપરથી શકદાર વિગરેની હાજરી લેવાએ છે. અને જાદે તપાસ કરવામાં આવે છે—પુછ પાછ કરવામાં આવે છે—અને કોઇએ ગુન્હો કર્યો હોએ, તો ઘણું કરીને આવી તપાસથી વખતે જણાઇ આવે છે.

આ પગલાં અમુક માણસનાંજ છે, અને અમુક માણસેજ ગુન્હો કર્યો હશે, એમ જાણવાને સારૂ નીચે પ્રમાણે તજવીજ કરવામાં આવે છે.

"પગલુ" જેટલું લાંબુ પોહોળુ હોએ, તે પ્રમાણેનું કામઠીનું, અથવા વાંસની સળીયોનું, એક ઓઠું બનાવવામાં આવે છે. અને જમીન ઊપર પડેલાં પગલાંને બે ચાર જગા એથી માપી જોઇ, તે પ્રમાણે ઓઠું ગોઠવીને પછી રાખી મુકવામાં આવે છે. ને રાતે બહાર જઇ અમુક માણસે ગુન્હો કર્યો હશે, એવો જેના ઉપર વેહેમ આવતો હોએ, તેવા માણસના પગની સાથે આ ઓઠું મેળવી જોવામાં આવે છે, ને ખાત્રી કરવામાં આવે છે, કે પગની સાથે ઓઠું મળે છે કે નથી મળતું. જો પગ સાથે ઓઠું મળે, તો પછી ગુન્હો કરનાર એજ છે કે બીજો, તે વિશે બીજી આગળ પછાડીની હકીગતથી ખાત્રી કરી લેવામાં આવે છે. અને વધારે મજબુત કારણ માલમ પડે, તો તેના ઘરની જડતી લેવામાં આવે છે. એ રીતે વધારે તપાસ જે રીતે કરવી વ્યાજબી લાગે, તે રીતે કાયદેસર રીતે કરવામાં આવે

છે. આ તપાસ કેવી રીતે કરવી ને શું શું જાણવું જોઈએ, તે વિસ્તારીને જણાવી શકાતું નથી. કેમકે જેવો ગુન્હો ને જેવી આગળ પછાડીની હકીકત, તે ઉપર પુછપરછ તથા તપાસનો બધો આધાર છે. જે અમલદાર અકલવાળો છે, તેને તો તુરત સમજાઇ જાએ છે, કે આવે પ્રસંગે કેમ વર્તવું જોઇએ. જેમ જેમ સવાલો પુછવામાં આવે નેતેના જવાબ મળે, જેમ જેમ જાદે ચોકસી થાએ, ને તેનો પ-રિણામ જણાએ, તે ઉપરથી નવા નવા સવાલ ને નવી નવી યુકિતઓ સૂઝે છે. અને હરેક રીતે ગુન્હેગાર ઘણું કરીને પકડાઇ આવવાનો પૂરો સંભવ રહે છે.

કેટલીકવાર એમ બને છે, કે આવું બનાવેલું ઓહું, જે ગુન્હો કરનાર હોએ, તેના પગ સાથે બરાબર મળતું છતાં, વખતે તેટલીજ લંબાઇ પોહોળાઇનાપગ કોઇ બીજા નિરપરાધી માણસના હોએ, તેને મળતું આવે છે. ને તેથી તેના ઉપર નાહક શક જાએ છે. હોંશીઆરીથી પગલું ત-પાસવામાં આવે, તો આ પ્રમાણે બનવાનો સંભવ ઘણો થોડો છે. ઘણી વાર ગામના પગીઓની મારફતે આ બધી તજવીજ ચાલે છે. અને વખતે એમ પણ બને છે, કે માંહોમાંહેની અદાવતને લીધે, પગીઓ નિરપરાધી માણસ ને ફસાવી દેવા પ્રયત્ન કરે છે. પગલું તેનુંજ છે—એમ ખાત્રી પૂર્વક જણાવે છે, અને ગુન્હો તેણજ કર્યો છે—એ મ શક બતાવે છે; પણ આ પ્રમાણે કહેલી હકીકત એકા એક માનવી નહીં જોઇએ. હરેક રીતે બારીકીથી તપાસ કરી, કાંઇ પણ ખાસ કારણ હોએ, તોજ શક લેવો વ્યા-જબી જણાય છે.

કોઇવાર અનઘડ પગીઓ તેઓની કમસમજને લી-

ધે, પગલું ચલાવે છે. તે ખરૂં જોતાં તો પગલું હોતુંજ નથી. અને તેને લીધે વિના કારણે કોઈ ગામ ઉપર અ-થવા કોઇ માણસ ઉપર વેહેમ જાએ છે. કોઇવાર પોતાને માથેથી જુમેદારી ઉતારવા સારૂ, 'પગલું' બીજે ગામ સુધી લેઇ જાએ છે. પણ આવી વખતે પોલીસે ઘણી હોંશીઆ-રી રાખવી જરૂર છે. આગળ પછાડી માંહોમાંહે થતી વા-તના ઉપર પોતે ધ્યાન નહીં આપતા હોએ, એમ દેખાડી, બરાબર સાંભળવી. જરૂર પડે સવાલ પુછવા. અને બીજી રીતે ખાત્રી કરવી. એટલે બનાવટ હશે, તો સેહેજ સમ-જણ પડશે.

ઘણું કરીને રેતાળ જમીનમાં અથવા જ્યાં ધૂળ વિ-ગેરે હોએ તેવી જમીનમાં પગલું ચાલી શકેછે. પથ્થરની જમીનમાં, અથવા સખત જમીનમાં, અથવા જ્યાં ઘાસ ઉગ્યું હોએ, તેવી જમીનમાં પગલું ચાલી શકતું નથી. પ્ર-થમ થોડી જમીનમાં ચાલ્યું હોએ, ને પછી આવી જમીન આવેથી પગલું આગળ ચાલે નહીં, ત્યારે 'પગલું ભાંગી ગયું' એમ કેહેવાએ છે.

આ પગલાં ચલાવવાની બાબતમાં એટલું જણાવવા-ની જરૂર છે, કે પગલું રાતો રાત પણ, પ્રસંગ પડે તુરતા તુરત ચલાવવું જોઇએ. કેમકે દેર થવાથી બીજા માણસો તે રસ્તે થઇને જાએ; અથવા પવનથી, ધુળ પગલાંને ઢાંકી નાંખે, અથવા આછું કરી નાંખે, તો પછી ગુન્હેગારની ત-પાસ પગલાંથી ચાલી શકતી નથી.

કેટલીકવાર એક ગામની સીમમાંથી પગલું ચાલ્યું હોએ, ને બીજા ગામની સીમમાં આવ્યું હોએ, ને તે બા-બત તે ગામના મુખી વિગેરેને ખબર આપ્યા છતાં તેઓ

આવતા નથી. અથવા તો આવતાં દેર કરે છે. અથવા તપાસ બરાબર કરતા નથી. ને હરેક બહાને પોતાને ગામ પગલું આવ્યુંજ નથી, એમ બતાવવા માંગે છે. એ પ્રમાણે ઘણીક તકરારો ઉભી થાએ છે. ને પાછળથી ગામોમાં માંહે માંહે ઘણો અંટસ પડે છે. તેથી બંદોબસ્ત હંમેશ એવો થવો જોઇએ, કે આવી બાબતોમાં ઘણી ખુશીથી એક બીજાને મદદ કરે. આમ કરવાથી ગામોમાં સંપ રહેશે, ને વધારે તકરાર ઉઠવાનો બીજી રીતે સંભવ છે, તેમ ઉઠવા પામશે નહીં.

## પ્રકરણ ૪ થું.

પોલીસની ફરજ શી શી છે, તે વિશે ખુલાસો. પોલીસનાં માણસોએ શું સમજવું જોઇએ? તેઓની ચાલ તથા વર્ત્તણુંક કેવી હોવી જોઈએ? ગુન્હો એટલે શું? "કાગનીઝેબલ" એટલે અખત્યારી ગુન્હાઓ તે કેવા? "નાન કાગનીઝેબલ" એટલે અખત્યાર બાહારના ગુન્હાઓ તે કેવા? "કાગનીઝેબલ" ગુન્હાઓ કયા કયા છે, તે વિશે સમજ. કયા કયા ગુન્હાઓમાં જામીન લઈ શકાએ, ને કયામાં ન લઇ શકાએ તે વિશે. ગુન્હા માંડીવાળી શકાએ, એટલે શું, તથા કયા કયા ગુન્હાઓ માંડીવાળી શકાએ, તે વિશે.

**પોલીસની ફરજ શી શી છે તે વિશે ખુલાસો—** આગળ કહેવામાં આવ્યું છે, કે પોલીસના માણસો

એ. ગુન્હો થયા પછી પકડવાનું પ્રયત્ન કરવા કરતાં, ગુન્હો બનતો અટકાવવા સારૂ ઘણી કાળજી રાખવી જોઇએ. આ એક અગત્યની પોલીસખાતાની ફરજ છે, એમ સમજવું જોઇએ. જ્યાં ગુન્હો બનતો અટકાવવાની, અને બનવાનો સંભવ થએ, તાબડતોબ ખબર મળવાની, પૂરી તજવીજ રાખવામાં આવતી નથી, ત્યાં પોલીસની ફરજ બરાબર અદા થતી નથી, અને બંદોબસ્ત કાચો છે, એમ સમજવું. કોઇ પણ જગ્યાએ રાખેલા પોલીસના માણસો, પોતે હોંશીઆરીથી કામ કરતા ન હોએ. ત્યાં રહેનારા માણસો તથા આગળ પછાડીના માણસોને બરાબર પીછાનતા ન હોએ, સરકારી તેમજ જાહેર મીલકત વિગેરે ઉપર જોઇએ તેટલી દેખરેખ રાખવામાં નહીં આવતી હોએ, એમ બંદોબસ્તમાં ખાંમીઓ હોએ, તો પછી ત્યાં ગુન્હાઓ થતા અટકી શકવાના નહીં. પોલીસનાં માણસો છતાં બંદોબસ્ત નથી, એમ જણાઇ આવશે. વારંવાર સુલેહનો ભંગ, ગુન્હાઓ, વિગરે થયાંજ કરશે. અને તેથી પોલીસને ગુન્હાઓ પકડવાની મેહેનત પડવાની, એટલુંજ નહીં, પણ ગુન્હાઓ નહીં પકડાયાથી કેટલીક જુમેદારી પણ તેઓને માથે રહેવાની.

પોલીસની સાધારણ ફરજ શું છે, તે વિશે પૂરેપુરૂં બ્યાન આપતાં ઘણું લંબાણ થઇ જાએ. પોલીસની ફરજ જુદી જુદી તરેહની છે. અને તે કેવી જોખમ ભરેલી છે, તે વિશે એ ખાતાનાં માહિતગાર માણસોજ સમજી શકે છે.

કાયદેસર રીતે પોલીસની ફરજો છે, તેનો સાર ટુંકામાં એટલોજ છે કે, ગુન્હા થતા અટકાવવા, થએથી પકડવા, ગુન્હેગાર લોકોને સજાએ પહોંચાડવા, ગુન્હા થવાની વકી હોએ, તે વખતે તુરતાતુરત ખબર મેળવવી, લોકોની સુ-

લેહ જાળવી રાખવી, વિગરે.

સને ૧૮૬૭ ના આક્ટ ૭ ( મુંબઈનો ) માં પોલીસ ની ફરજ વિશે ટુંકામાં બ્યાન છે. તે નીચે પ્રમાણે.—

"યોગ્ય અધિકારીએ કાયદાસર હુકમ તથા વારંટ આ-"પ્યાં હોએ તે તેણે તાબડતોબ માનીને અમલમાં લાવવાં, "અને લોકોના સ્વસ્થપણા બાબતની ( એટલે સુલેહ બાબ-"તની) ખબર કહાડીને તે ખબર જાહેર કરવી, અને ગુ-"ન્હા તથા લોકોપકારક કૃત્ય થતાં અટકાવવાનો બંદોબસ્ત "કરવો અને ગુન્હેગારોને શોધી કહાડીને તેઓનો ઈનસાફ "થવા સારૂ તેઓને હાજર કરવા; અને જે માણસોને પક-"ડવાનો પોતાને કાયદાની રૂએ અધિકાર હોએ અને જે "માણસોને પકડવાનું વાજબી કારણ હોએ તે સર્વને પક-"ડવા, એ દરેક પોલીસ અમલદારનું કામ છે એમ સમજ-"વું. અને આ કલમમાં કહેલા હરકાંઈ કારણ સારૂ વારંટ "વગર પીઠામાં અથવા જુગારના અખાડામાં અથવા હલ-"કાં અને બેઢંગાં માણસોને આવવા જવાની જગાએ પે-"સીને ચોકસી કરવાનો દરેક પોલીસ અમલદારને અ-ધિકાર છે."

ટુંકામાં ઉપર પ્રમાણે પોલીસની ફરજ છે. અને આ તથા આગળ પ્રકરણો આવશે, તે ઉપરથી પોલીસનું કામ કેવા પ્રકારનું છે, તે સમજાઇ આવશે.

**પોલીસના માણસોએ શું સમજવું જોઈએ.—**

પોલીસના માણસોને પોલીસના આક્ટ, તથા બીજા કાયદાઓની રૂઇએ અખત્યાર ઘણો છે, અને હલકા, ચહ-ડાઉ, માણસોને અધિકાર અને સત્તા પ્રાપ્ત થએથી, તેનો ઘણો ગેરઉપયોગ થવાની બીક રહે છે. મળેલા અખત્યાર

થી ફાટી જાય, વારંવાર લોકો સાથે લડવું અથવા લોકોને કનડવા, એ બહુ ધિઃકારવા જોગ છે. કોઈ પણ પ્રકારે પોલીસના માણસે ગેરવર્તણુંક ચલાવવી નહીં જોઇએ. પોલીસની ફરજ એવા પ્રકારની છે, કે આગળ પછાડીના ગુન્હા કરનાર લોકો ઉપર પોલીસનો દાબ, બેસવો જરૂરનો છે. પણ એવો વક્કર પાડવા સારૂ જે રીતે ચાલવું જોઇએ, તે રીતે ચાલવામાં ન આવે, તો વક્કર પડે નહીં. પોલીસે હંમેશ એટલું સમજવું જોઇએ, કે તેઓને લોકોના જાન તથા માલના રક્ષણને અર્થે તથા લોકોની સલામતીને સારૂ રાખેલા છે, અને તેઓનો પગાર વિગેરે લોકોજ આપે છે. પોલીસના માણસો રૈયતના ઉપરી છે, એમ કદી સમજવું નહીં જોઇએ. રૈયત સાથે કોઈ પણ બાબત ઉપર લડાલડી કરી, ગેરવર્તણુંક ચલાવવામાં આવે, તો તેઓ ઠપકાને પાત્ર છે; માટે જેમ બને તેમ સભ્યતા તથા રીતસર નમ્રતા ભરેલી રીતભાત રાખી, નોકરી કરવામાં આવે, તો આગળ પછાડીના લોકો ચાહેનાત રાખશે; અને હરેક કામ પ્રસંગે જરૂર પડેથી લોકોની મદદ તેઓને મળી શકશે. તેમજ નોકરીમાં પ્રમાણિકપણું તથા ચાલાકી રાખવામાં આવેથી તેઓનો ભાર બોજ સારો પડશે, અને ગુન્હેગાર લોકો પણ વશ રહેશે.

પોલીસનો બંદોબસ્ત સારો રાખવાનો આ એક અકસીર ઉપાય છે, એમ માનવું જોઇએ. પોલીસના જુલમથી અથવા રૈયત પ્રત્યે ગેરવર્તણુંકથી તેઓને લોકો ચાહાતા નથી, અને માંહોમાંહે અદાવત બંધાએ છે. અરસપરસ મદદ મળી શકતી નથી. ને તેથી ગુન્હેગાર લોકો, રૈયતવાં ઉંચા મનનો લાભ લેઈ, ગુન્હાઓ કર્યા જાએ છે.

માટે ઉપર બતાવ્યા પ્રમાણે પોલીસખાતાનાં માણસોએ હંમેશ પોતાની વર્તણુંક રૈયત પ્રત્યે સારી રાખવી જોઇએ.

**ગુન્હો એટલે શું?**—ગુન્હો એટલે શું? આ સવાલનો જવાબ દેવામાં વિચાર કરવો જોઇએ. કાયદામાં જે કૃત્ય કરવાથી સજાને પાત્ર થવાએ એમ લખ્યું છે, તેનું નામ ગુન્હો. બ્રિટિશ ડીસ્ત્રીકટમાં * હિંદુસ્થાનનો ફોજદારી કાયદો ચાલુ છે. તે કાયદામાં જે કૃત્ય વિશે સજા ફરમાવેલી છે, તે ગુન્હો ગણાએ છે. ફોજદારી કાયદામાં જે જે કૃત્ય કરવાથી સજા થાએ છે, એમ લખેલું છે, તેટલાનેજ ગુન્હા કહેવા એમ નથી. પણ તે શિવાએ બીજા ખાસ ‡ અમુક કાયદાઓ અથવા †અમુક બાબત ઉપર કાયદાઓ થએલા છે, તેમાં પણ જે કૃત્ય કરવાથી સજાને પાત્ર થવાએ છે, એમ બતાવેલું છે, તે પણ ગુન્હાઓ કહેવાય છે. હિંદુસ્થાનના ફોજદારી કાયદામાંથી ગુન્હાઓ વિશેની સંપૂર્ણ માહિતી મેળવવી જોઇએ. કેમકે એવી માહિતી મેળવવાનો બીજો કોઇ રસ્તો નથી.

કેટલાક પોલીસના સિપાઇઓ તેમજ ઉતરતા દરજ્જાના અમલદારો, વખતે કાયદાથી અજાણ્યા હોએ છે. તેઓને જરૂર જોગ કાયદો ઉપરી અમલદારોએ સમજાવવો જોઇએ; નહીં તો કોઇ વાર તેઓ મ્હોટી ભુલ કર્યા વગર રેહેશે નહીં. ઉપરી અમલદારે કાયદો સમજાવતાં ઘણું ધ્યાન રાખવાની જરૂર છે. અને તેમ ધ્યાન આપવામાં ન આવે તો કેવો અનર્થ થઇ જાએ, તેનો દાખલો આપવામાં આવે છે, તેથી જણાઇ આવશે.

---

* The Indian Penal Code. ‡ Special Laws.
† Local Laws.

હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૭૮ માં ચોરીના ગુન્હાની વ્યાખ્યા આપેલી છે. તેમાં લખ્યું છે કે,–

"જે માણસ કોઇ શખસના કબજામાંથી, તે સખ-"સની રજામંદી શિવાએ કાંઇ જંગમ મિલકત બદદયાનત"થી લેવાનો ઇરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મિલ-"કતને ખસેડે, તે માણસે ચોરી કરી એમ સમજવું."

ઉપરની વાખ્યા ઉપરથી જણાશે કે ચોરીનો ગુન્હો બનવાને ત્રણ બાબતોની જરૂર છે. એક તો [૧]"કબજો;" બીજું, [૨]"રજામંદી શિવાએ;" અને ત્રીજું, [૩]"બદ દાનતથી લેઇ લેવાને ઇરાદે ખસેડવું."

આ ત્રણ બાબતો શિવાએ ચોરીનો ગુન્હો બનતો નથી. તે સાથે એટલું જાણવું જોઇએ કે ચોરીનો ગુન્હો ફક્ત જંગમ [૪]મિલકતના સંબંધમાંજ બને છે. [૫]સ્થાવર મિલકતની ચોરી થઇ શકતી નથી. જંગમ તથા સ્થાવર મિલકત એટલે શું. તે વિશે આગળ કહેવામાં આવશે. તેમજ બદદાનત વિશે પણ કહેવામાં આવશે.

હવે આ ત્રણ બાબતોથી જો કે ચોરીનો ગુન્હો બને છે એ વાત ખરી છે, તોપણ આ વાખ્યાનો [૬]અપવાદપણ યાદ રાખવો જોઇએ.

કોઇ માણસ તમારા લખવાના ખડીઆમાં પોતાની કલમ તમારી રજા શિવાએ બોળે, તો તે ગુન્હો નથી તેમજ તમારી પેહેરવાની પાઘડીમાંથી ટાંકણી કાહાડી લે, તો

1 Possession. 2 Without permission.
3 Dishonest removal. 4 Moveable property.
5 Immoveable property. 6 Exception.

તે પણ ગુન્હો ગણાતો નથી. જો કે ચોરીની કાયદામાં બતાવેલી વાખ્યા ઉપર વિચાર કરતાં, ચોરીનો ગુન્હો છે, એમ આ બેહુ બાબતોમાં કહી શકાએ, તોપણ તેને વિશે કાયદામાં અપવાદ મુકયો છે. ને તેથી ચોરીનો ગુન્હો આવા કામોમાં ગણાતો નથી. આ વિશે વિસ્તારથી આગળ આપવામાં આવશે.

**'કાગનીઝેબલ' એટલે અખત્યારી ગુન્હા તે કેવા?**—હવે * "કાગનીઝેબલ," એટલે જેને અખ્ત્યારી ગુન્હાઓ અથવા અખ્ત્યારી મુકરદમા કહે છે, તે કેવા અને કયા તે જાણવાની જરૂર છે.

"કાગનીઝેબલ" ગુન્હાની વાખ્યા ટુંકામાં એટલીજ છે.કે જે ગુન્હાઓ એવા છે કે તેમાં ચાલુ કાયદા પ્રમાણે વગર વારંટે પકડવા પોલીસ મુખત્યાર છે. એટલે પકડી શકે છે

"નાનકાગનીઝેબલ" ગુન્હા. વગર વારંટે જે ગુન્હામાં પોલીસ પકડી શકતી નથી, તે અખ્ત્યાર બહારના, એટલે "નાનકાગનીઝેબલ" ગુન્હાઓ કહેવાએ છે.

**"કાગનીઝેબલ" ગુન્હાઓ કયા કયા છે, તે વિશે સમજ.**—‡ "રીત" ના કાયદાની કલમ ૫૪ માં નીચે પ્રમાણે બતાવેલું છે.

"કોઇ પણ પોલીસ અમલદાર માજીસ્ટ્રેટના હુકમ વગર તથા વગર વારંટે હેઠળ લખેલા સખસોને પકડવા મુખ્ત્યાર છે.

"પેહેલું—જે સખસ હરકોઇ કાગનીઝેબલ ગુન્હામાં "સામેલ થયો છે, અથવા જે સખસની ઉપર સદરહુ પ્રમા-

---

* Cognizable offences and cases. ‡ Criminal Procedure Code.

"ણે સામેલ થયો છે, એવી વ્યાજબી ફરીઆદ કરવામાં આ "વી હોએ અથવા ખાતરી લાયક ખબર મળી હોએ, અથવા "વાજબી શક રેહેતો હોએ તે સખસને;

"બીજું-જે સખસના કબજામાં ઘર ફોડવાનું કાંઈ ઓ- "જાર કાયદેસર કારણુ વગર હોએ તે શખસને; કાયદેસર "કારણુ સાબીત કરવાનો બોજો તે શખસને માથે છે એમ "સમજવું.

"ત્રીજું-જે શખસને આ કાયદા પ્રમાણે અથવા સ્થા- "નીક સરકારના હુકમથી ઢંઢેરો કાહાડીને ગુન્હેગાર તરીકે "પ્રસિદ્ધ કર્યા હોએ તે શખસને;

"ચોથું-આ ચોરીની મિલકત છે એવો વાજબી રીતે "શક હોએ તેવી કાંઇ પણ વસ્તુ જે શખસના કબજામ "જડે, અને જેણે સદરહુ વસ્તુના સંબંધમાં કાંઇ ગુન્હો કર્યો "છે, એવો વાજબી રીતે શક હોએ તે શખસને;

"પાંચમું-કોઇ પોલીસ અમલદારને પોતાનું કામ ક- "રવામાં જે શખસ હરકત કરે, તે શખસને, અથવા જે "શખસ કાયદાસર પેહેરામાંથી નાહાસી ગયો હોએ, અથવા "નાહાસી જવાની કોશીસ કરતો હોએ તે શખસને; અને

" છઠું મલીકા માઆજમાની જમીનપરની અથવા "દરીઆઇ ફોજમાંથી ફલાણો શખસ નાહાસી ગયો છે, એ- "વોવાજબી રીતે શક હોએ તે શખસને."

વળી એજ કાયદાની કલમ ૫૫ માં નીચે પ્રમાણે ફ- રમાવ્યું છે.—

"અને તેમજ જેના હવાલામાં કોઇ પોલીસ થાણું "હોએ તેવો હરકોઇ અમલદાર હેઠળ લખેલા શખસોને પ- "કડવાને અથવા પકડાવવાને મુખ્ત્યાર છે, એટલે-—

"(અ) સદરહુ થાણાની હદમાં કોઇપણ શખસ "પોતે નજરે ન પડે એવો પૂર્વોપાય કરતો માલમ પડે અને "તે શખસ કાંઇ કાગનીઝેબલ ગુન્હો કરવાના હેતુથી સદરહુ "પૂર્વોપાય કરે છે એવું માનવાનું કારણ પ્રસંગ ઉપરથી દે-"ખાતું હોએ તો તે શખસને; અથવા.

" (બ) સદરહુ થાણાની હદમાં જે શખસની પાસે "પોતાનાં ગુજરાનને માટે કાંઈ સાધન જણાતું નહીં હોએ, "અથવા જે પોતાને વિશે ખુલાસા ભરેલા જવાબ આપી "શકતો નહીં હોએ તે શખસને; અથવા.

" (ક) જે શખસને અપહરણ કરવાની, ઘર ફોડ-"વાની, અથવા ચોરી કરવાની. અથવા ફલાણી મિલકત "ચોરીની છે એમ જાણીને તે ચોરીની મિલકત લેવાની ટેવ "છે, એવી રીતે મશહુર હોએ તે શખસને, અથવા જેને "જબરીથી કહડાવવાની ટેવ છે અથવા જબરાંથી કહડાવવા-"ના કારણ સારૂ કોઇ શખસોને હાની કરવાનો ભય દેખા-"ડવાની અથવા હાની કરવાનો ભય દેખાડવાની કોશીસ ક-"રવાની ટેવછે, એવી રીતે મશહુર હોએ તે શખસને.

---

નીચે બતાવેલા ગુન્હાઓ "કાગનીઝેબલ" એટલે પોલીસ અખત્યારી ગુન્હાઓ કાયદામાં ગણેલા છે.

| હીં. ફો. કા. ની કલમ. | ગુન્હાનો પ્રકાર. | વગર વારંટે પોલીસ પકડી શકે, કે નહીં. |
|---|---|---|
| ૧૦૯. | કોઈ ગુન્હાની મદદ ગારી, જો તે મદદગારી પરથી મદદગારી કરેલું કામ કરવામાં આવે, અને તેવી મદદગારી ને માટે બીજે કેથે સાફ શિક્ષા નહીં ઠરાવી હોએતો. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે પકડી શકતા હોએ તો વગર વારંટે પકડીશકે નહીં તો નહીં. |
| ૧૧૦. | કોઇ ગુન્હાની મદદગારી અગર મદદગારી કરેલો શખસ તે કામ મદદગારના ઈરાદા કર્તાં જુદા ઇરાદાથી કરે તો. | એજ. |
| ૧૧૧. | એક કામમાં મદદગારી કરીહોએ અને જુદુંજ કામ બને, તો તેહની શરત. | એજ. |
| ૧૧૩. | મદદગારી કરેલાં કામથી મદદગારના ધાર્યા કર્તાં જુદી અસર પેદા થાએ, તો. | એજ. |
| ૧૧૪. | ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોએતો. | એજ. |

| | | |
|---|---|---|
| ૧૧૫. | મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષા થઇ શકેએ-હેવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી નહીં થાયતો. | એજ. |
| | અગર જેથી વ્યથા થાએ એ-હેવું કાંઇ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવેતો. | એજ. |
| ૧૧૬. | કેદની શિક્ષા થઇ શકે એહે-વા ગુન્હામાં મદદગારી કરવામાં આવે, અને તે ગુન્હો મદદગારી ઉપરથી નહીં થાય તો. | એજ. |
| | અગર તે મદદગાર અથવામ-દદગારી કરેલો શખસ સરકારી નોકર હોએ, અને તેની ફરજ તે ગુન્હો અટકાવવાની હોએતો. | એજ. |
| ૧૧૭. | લોક પાસે અથવા દસથી વ-ધારે માણસો પાસે કાંઇ ગુન્હોક-રાવવામાં મદદગારી કરવી. | એજ. |
| ૧૧૮. | મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષા થઇ શકેએ હેવો કોઇ ગુન્હો કરવાની ધારણા છુપાવવી, અગર તે ગુન્હો થાએતો. | એજ. |
| | અગર તે ગુન્હો નહીં થાએતો. | એજ. |
| ૧૧૯. | જે ગુન્હો અટકાવવાની પોતાની ફરજ હોએ એહેવો કોઇ | એજ. |

| | | |
|---|---|---|
| | ગુન્હો કરવાની ધારણા કોઇ સરકારી નોકરે છુપાવવી, અગર તે ગુન્હો થાએતો. | |
| | અગર તે ગુન્હો મોત અથવા સમુદ્રપારની શિક્ષા જોગ હોએ તો. | એજ. |
| | અગર ગુન્હો નહીં થાયતો. | એજ. |
| ૧૨૦. | કેદની શિક્ષા થઇ શકે એહેવો કોઇ ગુન્હો કરવાની ધારણા છુપાવવી અગર તે ગુન્હો થાએતો. | એજ. |
| | અગર નહીં થાએતો. | એજ. |
| ૧૩૧. | બંડમાં મદદગારી કરવી, અથવા કોઇ આફીસરને અથવા સોલજરને કે ખલાસીને પોતાની નોકરીથી અથવા પ્રજા ધર્મથી ભ્રષ્ટ કરવાની કોશિસ કરવી. | વગર વારંટે પકડી શકે. |
| ૧૩૨. | બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય, તો, | એજ. |
| ૧૩૩. | કોઇ ઉપરી અમલદાર પોતાનો હુદ્દો ચલાવતો હોએ તે દરમ્યાનમાં તેહેની ઉપર કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાસીએ હુમલો કરવામાં મદદગારી કરવી. | એજ |
| ૧૩૪. | અગર તે મદદગારી કરેથી હુમલો થાયતો. | એજ. |

| | | |
|---|---|---|
| ૧૩૫. | કોઇ આફીસર, સોલજર અ-થવા ખલાસીને નાહાસી જવામાં મદદગારી કરવી. | વગર વારંટ પકડી શકે. |
| ૧૩૬. | નાહાસી આવેલા સદર્હૂ પ્રકાર ના કોઈ આફિસર, સોલજર, અ-થવા ખલાસીને ઘરમાં રાખવો. | એજ. |
| ૧૩૮. | કોઇ આફીસર, સોલજર અ-થવા ખલાસીને નાફરમાનીનું કાંઇ કામ કરવામાં મદદગારી કરવી, તે ગુન્હો થાએ, તો. | એજ. |
| ૧૪૦. | સોલજરમાં ખપવાના ઇરાદાથી સોલજરનો પોશાક પેહેરવો, અ-થવા સોલજરનું કાંઇ ચિન્હ ધા-રણ કરવું. | એજ. |
| ૧૪૩. | કાયદા વિરૂદ્ધ મંડળીના અંગ ભૂત હોવું. | એજ. |
| ૧૪૪. | જીવ લે એહેવું કાંઇ હથિઆર પાસે છતાં કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામેલ થવું. | એજ. |
| ૧૪૫. | કોઇ કાયદા વિરૂધ્ધ મંડળીને વિખરાઇ જવાનો હુકમ થયો છે એમ જાણ્યા છતાં તેહેમાં સામિલ થવું અથવા જારી રેહેવું. | એજ. |
| ૧૪૭. | હંગામો કરવો. | એજ. |
| ૧૪૮. | જીવ લે એવું હથિઆર પાસે રાખીને હંગામો કરવો. | એજ. |

| | | |
|---|---|---|
| ૧૪૯. | કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભૂત કાંઈ ગુન્હો કરે, તો તે મંડળીના બીજા પ્રત્યેક અંગભૂત ને તે ગુન્હાનો તકસીર વાર સમજવો. | તે ગુન્હાને માટે વગર વારંટે પકડી શકતા હોએ, તો પકડીશકાએ, નહીંતો નહીં. |
| ૧૫૦. | કોઇ કાયદા વિરૂધ્ધ મંડળીમાં સામેલ થવાને પૈસા આપવા કરાને અથવા બીજી રીતે કોઇ શખસોને રાખવા. | વગર વારંટે પકડી શકે. |
| ૧૫૧. | પાંચ અથવા વધારે શખશોની કોઇ મંડળીને વિખરાઇ જવાનો હુકમ થયા પછી જાણી બુઝીને તે મંડળીમાં સામેલ થવું અથવા જારી રેહેવું. | એજ. |
| ૧૫૨ | હંગામો બંધ પાડવા વિગેરેનું કામ કરતો હોય તેવામાં કોઇ સરકારી નોકરની ઉપર હુમલો કરવો અથવા તેને હરકત કરવી. | એજ. |
| ૧૫૩. | હંગામો કરાવવાના ઇરાદાથી દુષ્ટતાથી કોઇનાં મનમાં ક્રોધ ઉત્પન્ન કરવો, અગર હંગામો થાય તો. | એજ. |
| | અગર નહીં થાએ તો. | એજ. |
| ૧૫૭. | કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીને સારૂ પૈસા આપવા કરીને રાખેલા સખસોને ઘરમાં રાખવા. | એજ. |
| ૧૫૮. | કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં અથવા હંગામામાં સામેલ થવા | એજ. |

| | | |
|---|---|---|
| | સારૂ પૈસા લેવા કરીને રેહેવું. | |
| | અથવા હથિયાર બંદ થઇને ફરવું. | વગર વારંટે પકડી શકે. |
| ૧૭૦. | કોઇ સરકારી નોકરને વેશ લેવો. | એજ. |
| ૧૭૧. | કોઇ સરકારી નોકર જેવો પોસાક પેહેરતો હોય અથવા જેવી નિશાણી સાથે રાખતો હોય, તેવો પોશાક અથવા તેવી નિશાણી દગલ બાજીના ઈરાદાથી પેહેરવો અથવા સાથે રાખવી. | એજ. |
| ૨૧૨. | કોઇ ગુન્હેગારને ઘરમાં રાખવો, તે ગુન્હો જો દેહાંત શિક્ષા જોગ હોય, તો, | એજ. |
| | તે ગુન્હો જો જીવતાં સુધી સમુદ્ર પારની અથવા દશ વર્ષ સુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ. |
| | અગર તે ગુન્હો ૧૦ વર્ષ સુધી નહીં પણ ૧ વર્ષ સુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ. |
| ૨૧૬. | જે ગુન્હેગાર કેદમાંથી નાઠો હોય અથવા જેને પકડવાનો હુકમ થયો હોએ, તે ગુન્હેગારને ઘરમાં રાખવો, તે ગુન્હો દેહાંત શિક્ષા જોગ હોય, તો. | એજ. |
| | જીવતાં સુધી સમુદ્રપારની અથવા ૧૦ વર્ષ સુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ. |
| | અગર ૧૦ વર્ષ નહીં પણ ૧ વર્ષ સુધી કેદની શિક્ષા જોગ હોય, તો. | એજ. |

| | | |
|---|---|---|
| ૨૨૪. | કોઇ શખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં તેણે સામે થવું અથવા હરકત કરવી. | વગર વારંટે પકડી શકે. |
| ૨૨૫. | કોઇ શખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઇ બીજા શખસે સામા થવું અથવા હરકત કરવી, અથવા કાયદેસર કેદમાંથી તેને છોડાવવો. | એજ. |
| | અગર તેનીઉપર જીવતાં સુધીની સમુદ્રપારની અથવા ૧૦ વર્ષ સુધી કેદની શિક્ષા થઈ શકે, એવા ગુન્હાનું તોહોમત હોય, તો. | એજ. |
| | અગર દેહાંત શિક્ષા થઇ શકે એવા ગુન્હાનું તોહોમત હોય,તો. | એજ. |
| | અગર તે શખસની ઉપર જીવતાં સુધીની સમુદ્રપારની શિક્ષાનો, અથવા ૧૦ વર્ષ સુધીની કે તેથી વધારે સમુદ્રપાર, શાસનિક દાસત્વ, અથવા કેદની શિક્ષાનો હુકમ થયો હોય, તો. | એજ. |
| | અગર મોતની શિક્ષાનો હુકમ થયો હોય તો. | એજ. |
| ૨૨૫. અ. | સારી રીતે ચાલવા બાબત જામીન આપવાને ચુકયાના સબબથી કેદમાં રાખ્યું હોય, ત્યાંથી નાહાસી જવું, અથવા નાહાસી જવાની કોશીસ કરવી. | એજ. |
| ૨૨૬. | સમુદ્રપારથી કાયદા વિરૂદ્ધ પાછું આવવું. | એજ. |
| ૨૩૧. | શિક્કો ખોટો બનાવવો, અ- | એજ. |

| | | |
|---|---|---|
| | થવા તે ક્રિયાનો કાંઇ પણ ભાગ કરવો. | |
| ૨૩૨. | રાણીનો શિક્કો ખોટો બનાવવો, અથવા તે ક્રિયાનો કાંઇપણ ભાગ કરવો. | વગર વારંટે પકડી શકે. |
| ૨૩૩. | શિક્કો ખોટો બનાવવાના કારણસર હથીયાર બનાવવાં ખરિદવાં, અથવા વેચવાં. | એજ. |
| ૨૩૪. | રાણીનો શિક્કો ખોટો બનાવવાનાં કારણસર હથીઆર બનાવવાં, ખરિદવાં, અથવા વેચવાં. | એજ. |
| ૨૩૫. | શિક્કો ખોટો બનાવવાનાં કારણસર કાંઇ હથીયાર અથવા સામન પાસે રાખવો. | એજ. |
| | રાણીનો શિક્કો બનાવવાનાં કારણસર હોય તો. | એજ. |
| ૨૩૬. | હિંદુસ્તાનમાં રહીને હિંદુસ્તાનની બહાર કાંઈ શિક્કો ખોટો બનાવવામાં મદદગારી કરવી. | એજ. |
| ૨૩૭. | ખોટો શિક્કો જાણી બુજીને આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બહાર લઇ જવો. | એજ. |
| ૨૩૮. | રાણીનો શિક્કો ખોટો બનાવેલો જાણી બુજીને આ દેશમાં લાવવો, અથવા આ દેશમાંથી બહાર લઈ જવો. | એજ. |

| | | |
|---|---|---|
| ૨૩૯. | કોઈ શિક્કો ખોટો છે એમ, તે લેતી વખતે જાણીને રાખવો, અથવા તે બીજાને આપવો વિગેરે. | વગર વારંટે પકડી શકે. |
| ૨૪૦. | રાણીના કોઇ શિક્કા બાબત તેમ કરવું. | એજ. |
| ૨૪૧. | કોઇ માણસની પાસે કાંઇ શિક્કો પેહેલાં આવે, તે વખતે તે એમ જાણતો નહીં હોય કે આ શિક્કો ખોટો છે, તે શિક્કો તે માણસે કોઇને ખરા દાખલ આપવો. | એજ. |
| ૨૪૨. | કોઇ શિક્કો કોઇ શખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોએ કે આ શિક્કો ખોટો છે, તે શખસે તે ખોટો શિક્કો પાસે રાખવો. | એજ: |
| ૨૪૩. | રાણીનો કોઇ શિક્કો કોઈ શખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ શિક્કો ખોટો છે, તે શખસે તે ખોટો શિક્કો પાસે રાખવો. | એજ. |
| ૨૪૪. | ટંકશાળમાં નોકર રહેલાં માણસે કાયદામાં ઠરાવેલાં વજન અથવા મેળવણીથી જુદાં વજન અથવા મેળવણીનો શિક્કો બનાવવો. | એજ. |
| ૨૪૫. | શિક્કા પાડવાનું કાંઈ હથીયાર કોઇ ટંકશાળમાંથી કાયદા વિરૂદ્ધ લઇ જવું: | એજ. |

| | | |
|---|---|---|
| ૨૪૬. | દગલબાજીથી કોઇ શિકકાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણીમાં ફેરફાર કરવો. | વગર વારંટે પકડી શકે. |
| ૨૪૭. | દગલબાજીથી રાણીના શિકકાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણી બદલવી. | એજ. |
| ૨૪૮. | કોઇ શિકકો બીજા શિકકાને ઠેકાણે ચાલે એહેવા ઇરાદાથી તે શિકકાનું રૂપ બદલવું. | એજ. |
| ૨૪૯. | રાણીનો કોઈ શિકકો બીજા શિકકાને ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તે શિકકાનું બદલવું. | એજ. |
| ૨૫૦. | આ શિકકામાં ફેરફાર થયલો છે એવું જાણીને જે શિકકો પાસે રાખ્યો હોય તે બીજાને આપવો. | એજ. |
| ૨૫૧. | આ શિકકામાં ફેરફાર થયલો છે એમ જાણીને રાણીનો જે શિકકો પાસે રાખ્યો હોય તે શિકકો આપવો. | એજ. |
| ૨૫૨. | કોઇ શખસની પાસે કાંઈ ફેરફાર થયલો શિકકો આવતી વખતે તેમાં ફેરફાર થયલોછે એમ તેણે જાણ્યાં છતાંતે પાસેરાખવો. | એજ. |
| ૨૫૩. | કોઇ શખસની પાસે કાંઇ ફેરફાર થયલો રાણીનો શિકકો આ- | એજ. |

| | | |
|---|---|---|
| | વતી વખતે તેમાં ફેરફાર થયલો છે, એમ તેણે જાણ્યાં છતાં તે પાસે રાખવો. | |
| ૨૫૪. | જે શિક્કો કોઇ માણસનીપાસે પેહેલાં આવતી વખતે તેહેમાં ફેરફાર થયલોછે એમ તેણે જાણ્યું નહીં હોય, તે શિક્કો તેણે બીજાને ખરા શિક્કા દાખલઆપવો. | વગર વારંટે પકડી શકે. |
| ૨૫૫. | સરકારી સ્ટાંપ ખોટો બનાવવો | એજ. |
| ૨૫૬. | કોઇ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઇ હથીયાર અથવા સામન પાસે રાખવો. | એજ. |
| ૨૫૭. | કોઇ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર હથીઆર બનાવવું, ખરીદવું, અથવા વેચવું. | એજ. |
| ૨૫૮. | સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો વેચવો. | એજ. |
| ૨૫૯. | સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો પાસે રાખવો. | એજ. |
| ૨૬૦. | કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવેલોછે, એમ જાણ્યાં છતાં તે ખરા દાખલ વાપરવો. | એજ. |
| ૨૬૧ | સરકારને ગેર વાજબી હાનિ | એજ. |

| | | |
|---|---|---|
| | કરવાના ઇરાદાથી જેપર સરકારી સ્ટાંપ હોએ, એહેવા કોઇ પદાર્થ ઉપર કાંઇ લખાણ ચેહેરી લાખવું, અથવા કોઇ લેખને માટે કાંઈ સ્ટાંપ વાપર્યો હોએ તે સ્ટાંપ તે લેખ ઉપરથી કાહાડી લાખવો. | |
| ૨૬૨. | કોઇ સરકારી સ્ટાંપ આગળ વાપરેલો છે, એમ જાણ્યાં છતાં તે પાછો વાપરવો. | વગર વારંટે પકડી શકે. |
| ૨૬૩. | સ્ટાંપ વાપરેલો છે, એવી રીતની કાંઇ નિશાણી છોલી લાખવી. | એજ. |
| ૨૬૯. | જીંદગીને જોખમ પોહોંચે એહેવા રોગનો ચેપ પસરે એહેવું ગફલતીનું કામ. | એજ. |
| ૨૭૦. | જીંદગીને જોખમ પોહોંચે એવા રોગનો ચેપ પસરે એવું દૂશ બુદ્ધિનું કામ. | એજ. |
| ૨૭૭. | સાર્વજનીક ઝરા અથવા જલાશયનું પાણી મેલું કરવું. | એજ. |
| ૨૭૯. | સરીઆમ રસ્તા પર બે ફિકરાઈથી હાંકવું અથવા સ્વારી કરવી, એવી રીતે કે તેથી માણુસની જીંદગી જોખમાં રહે વિગેરે. | એજ. |
| ૨૮૦. | બે ફિકરાઇથી વહાણ ચલાવવું, એવી રીતે કે, તેથી માણુસની જીદંગી જોખમમાં રહે વિગેરે. | એજ. |
| ૨૮૧. | ખોટું અજવાળું, નિશાણી | એજ. |

| | | |
|---|---|---|
| | અથવા ખોયું દેખાડવું. | |
| ૨૮૨. | ઘણો ભાર ભરેલાં અથવા દે-હેશતવાળાં વાહાણમાં ભાડું કરીને કોઇ શખસને જલ માર્ગે લઇ જવો, જેથી તેહની જીંદગી જોખમમાં રહે. | વગર વારંટે પકડી શકે. |
| ૨૮૩. | સરિયામ રસ્તામાં અથવા વાહાણનાં રસ્તામાં ભય અથવા અડચણ અથવા નુકશાન કરવું. | એજ. |
| ૨૮૫. | અગ્નિ અથવા શીઘ્ર જવાળાગ્રાહી પદાર્થ સંબંધી એવું કામ કરવું, કે તેથી માણસની જીંદગી વિગેરે જોખમમાં રહે. | એજ. |
| ૨૮૬. | અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ સંબંધી એવું કામ કરવું. | એજ. |
| ૨૮૯. | કોઇ શખસના કબજામાં કાંઇ જાનવર હોય તે જાનવરથી માણસની જીંદગીને કાંઇ નુકશાન થાય નહીં, અથવા તેથી કોઈને મહાવ્યથા થાય નહીં, એહેવો બંદોબસ્ત રાખવામાં તે શખસ કસૂર કરે તો. | એજ. |
| ૨૯૧. | બંધ કરવાની તાકીદ થયા પછી અપકારક કૃત્ય જારી રાખવું. | એજ. |
| ૨૯૨. | બીભત્સ પુસ્તકો વિગેરેનું વે- | એજ. |

| | | |
|---|---|---|
| | ચાણુ, વિગેરે. | |
| ૨૯૩. | વેચાણ અથવા દેખાડવા સારૂ બીભત્સ પુસ્તક વગેરે કબજામાં રાખવું. | વગર વારંટે પકડી શકે. |
| ૨૯૪. | બીભત્સ ગીતો. | એજ. |
| ૨૯૫. | કોઇ પણ જાતિના લોકોના ધર્મને અપમાન કરવાના ઇરાદાથી કોઇ પૂજાના ઠેકાણાનો અથવા પવિત્ર વસ્તુનો નાશ કરવો, અથવા તેહને નુકસાન કરવું, અથવા તેહને ભ્રષ્ટ કરવી. | એજ. |
| ૨૯૬. | કોઇ ધર્મ સંબંધી મંડળી પુજાનાં કામમાં છતાં તેહને અડચણ કરવી. | એજ. |
| ૨૯૭. | પૂજાની જગા અથવા કબરસ્તાનામાં વગર રજાએ જવું, અથવા કોઇ શખસના મનને દુખ કરવા અથવા તેહેના ધર્મને અપમાન કરવાના ઇરાદાથી પ્રેત સંસ્કાર થતો હોએ ત્યાંહાં ગરબડ કરવી, અથવા કોઈ પ્રેતનું અપમાન કરવું. | એજ. |
| ૩૦૨. | ખુન. | એજ. |
| ૩૦૩ | જન્મ ટેપના ગુન્હેગારે કરેલું ખુન. | એજ. |

| | | |
|---|---|---|
| ૩૦૪. | ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણીય મનુષ્ય વધ અગર જે કામથી મોત થયું હોએ તે મોત આણવાના ઇરાદાથી કર્યું હોએ તો. | વગર વારંટે પકડી શકે. |
| ૩૦૪. અ | ગફલતથી મોત આણવું. | એજ. |
| ૩૦૫. | કોઇ બાળક અથવા દિવાના અથવા ચળેલ અથવા જન્મથીજ ગાંડા અથવા કેફવાળા શખસને આત્મઘાત કરવામાં મદદગારી કરવી. | એજ. |
| ૩૦૬. | આત્મઘાત કરવામાં મદદગારી. | એજ. |
| ૩૦૭. | ખુનની કોશીસ. | એજ. |
| | અગર તે કામથી કોઇ શખસને વ્યથા થાય તો. | એજ. |
| | જન્મ ટીપના કેદીએ ખુનની કોશીશ કરવી, અગર તેથી વ્યથા થાય, તો. | એજ. |
| ૩૦૮. | શિક્ષણીય મનુષ્ય વધ કરવાની કોશિસ. | એજ. |
| | અગર તે કામથી કોઇ શખસને વ્યથા થાય, તો. | એજ. |
| ૩૦૯ | આત્મઘાત કરવાની કોશિસ. | એજ. |
| ૩૧૧ | ઠગ હોવું. | એજ. |

| | | |
|---|---|---|
| ૩૧૭. | કોઇ બાર વર્ષથી ઓછી ઉંમરનાં બચ્ચાંને તેહેના માબાપે અથવા જે શખસનાં હવાલામાં તે બચ્ચું હોય, તે શખસે તેહેને તજી દેવાના ઈરાદાથી ખુલ્લું મુકવું. | વગર વારંટે પકડી શકે. |
| ૩૧૮. | મુડદું છાની રીતે વગે કરી દઇને જન્મ છુપાવવો. | એજ. |
| ૩૨૪. | ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધિ પૂર્વક વ્યથા કરવી. | એજ. |
| ૩૨૫. | બુદ્ધિ પૂર્વક મહા વ્યથા કરવી. | એજ. |
| ૩૨૬. | ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધિ પૂર્વક મહા વ્યથા કરવી. | એજ. |
| ૩૨૭. | જબરાઇથી કાંઇ મિલકત અથવા કિંમતી દસ્તાવેજ કઢાવવા સારૂ અથવા કાંઇ ગુન્હો કરવો સેહેલ થાએ એવું કાયદા વિરૂદ્ધ કામ કરાવવા સારૂ બુદ્ધિ પૂર્વક વ્યથા કરવી. | એજ. |
| ૩૨૮. | વ્યથા કરવાના ઇરાદાથી બેહોંશ કરે એવી કાંઇ વસ્તુ ખવડાવવી. | એજ. |
| ૩૨૯. | જબર દસ્તીથી કાંઇ મિલકત અથવા કિંમતી દસ્તાવેજ કઢાવવા, અથવા કાંઈ ગુન્હો કરવો સેહેલ થાએ એહેવું કાયદા વિરૂદ્ધ | એજ. |

| | | |
|---|---|---|
| | કામ કરાવવા સારૂ બુદ્ધિ પૂર્વક મહા વ્યથા કરવી | |
| ૩૩૦. | જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઇ ખબર મેળવવા કે મિલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિ પૂર્વક વ્યથા કરવી વિગેરે. | વગર વારંટે પકડી શકે. |
| ૩૩૧. | જબર દસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ ખબર મેળવવા કે મિલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિ પૂર્વક મહાવ્યથા કરવી. | એજ. |
| ૩૩૨. | કોઇ સરકારી નોકરને ડરાવીને તેહેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિ પૂર્વક વ્યથા કરવી. | એજ. |
| ૩૩૩. | કોઇ સરકારી નોકરને ડરાવીને તેહેનો અમલ કરતો બંધ રાખવાને બુધ્ધિ પૂર્વક મહાવ્યથા કરવી. | એજ. |
| ૩૩૫. | ભારે તથા અસ્મિક ક્રોધ ઉત્પન્ન થએથી ક્રોધ ઉત્પન્ન કરનાર શિવાયે બીજાને વ્યથા કરવનો ઇરાદો નહીં છતાં મહા વ્યથા કરવી. | એજ. |
| ૩૩૬. | જે કામથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા બીજાઓનાં શરીરની સલામતી જોખમમાં આવે તે કામ કરવું. | એજ. |

| | | |
|---|---|---|
| ૩૩૭. | માણસની જીંદગી વગેરે જોખમમાં આવે, એવું કામ કરીને વ્યથા કરવી. | વગર વારંટે પકડી શકે. |
| ૩૩૮. | માણસની જીંદગી વિગેરે જોખમમાં આવે એહેવું કામ કરીને મહાવ્યથા કરવી. | એજ. |
| ૩૪૧. | કોઇને ગેરવ્યાજબી અટકાવ કરવો. | એજ. |
| ૩૪૨. | કોઇને ગેરવ્યાજબી કેદ કરવો. | એજ. |
| ૩૪૩. | ત્રણ અથવા વધારે દિવસ ગેરવ્યાજબી કેદ. | એજ. |
| ૩૪૪. | દસ અથવા વધારે દિવસ ગેરવ્યાજબી કેદ. | એજ. |
| ૩૪૬. | છાની ગેરવ્યાજબી કેદ. | એજ. |
| ૩૪૭. | જબરદસ્તીથી કાંઇ મિલકત કહડાવવાનાં અથવા કાંઇ કાયદા વિરૂદ્ધ કામ કરાવવાના કારણસર ગેર વ્યાજબી કેદ. | એજ. |
| ૩૪૮. | જબરદસ્તીથી કબુલાત કરાવવાનાં અથવા ખબર કહડાવવાનાં અથવા કાંઇ મિલકત પાછી અપાવવાનાં કારણસર ગેરવ્યાજબી કેદ. | એજ. |
| ૩૫૩. | કોઇ સરકારી નોકરને ડરાવીને | એજ. |

| | | |
|---|---|---|
| | તેહેનો અમલ કરતો બંધ રાખવાને સાપરાધ બળ વાપરવુ, અથવા હુમલો કરવો. | |
| ૩૫૪. | કોઇ સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી તેહેની ઉપર હુમલો અથવા સાપરાધ બળ. | વગર વારંટે પકડી શકે. |
| ૩૫૬. | કોઇ શખસે કાંઇ વસ્તુ પેહેરી હોય અથવા લઇ જતો હોય તે વસ્તુની ચોરી કરવાની કોશીસ કરવામાં હુમલો, અથવા સાપરાધ બળ. | એજ. |
| ૩૫૭. | કોઇ શખસને ગેરવ્યાજબી કેદ કરવાની કોશિસમાં હુમલો અથવા સાપરાધ બળ વાપરવું. | એજ. |
| ૩૬૩. | મનુષ્ય હરણ. | એજ. |
| ૩૬૪ | ખુન કરવા માટે મનુષ્ય હરણ અથવા મનુષ્ય નયન. | એજ. |
| ૩૬૫. | કોઇ શખસને છાની રીતે ગેરવ્યાજબી કેદ કરવાના ઇરાદાથી તેહેનું હરણ અથવા નયન કરવું. | એજ. |
| ૩૬૬. | કોઇ સ્ત્રીના જુલમથી લગ્ન કરાવવાં અથવા તેની ઉપર જુલમ કરાવવો, વિગેરે કારણ સારૂ તે સ્ત્રીનું હરણ અથવા નયન કરવું. | એજ. |

| | | |
|---|---|---|
| ૩૬૭. | કોઈ શખસને મહાવ્યથા થાય, તેહેને ગુલામ કરવામાં આવે, વગેરે કારણસર તેનું હરણ અથવા નયન કરવું. | વગર વારંટે પકડી શકે. |
| ૩૬૮. | હરણ થયેલા શખસને સંતાડવો અથવા કેદમાં રાખવો. | એજ. |
| ૩૬૯. | કોઇ બચ્ચાંના શરીરપરથી કાંઇ મિલકત ચોરવાના ઇરાદાથી તે બચ્ચાંનું હરણ અથવા નયન કરવું. | એજ. |
| ૩૭૧. | નિત્ય ગુલામનો વેપાર કરવો. | એજ. |
| ૩૭૨ | જાર કર્મને માટે કોઇ બાળકને વેચવું, અથવા ભાડે આપવું, વિગેરે. | એજ. |
| ૩૭૩. | જાર કર્મને માટે કોઇ બાળકને ખરીદ કરવું, અથવા કબજામાં લેવું. | એજ. |
| ૩૭૪. | કાયદા વિરૂદ્ધ જબરાઇથી મજુરી કરાવવી. | એજ. |
| ૩૭૬. | બલાત્કાર સંભોગ. | એજ. |
| ૩૭૭. | સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ ગુન્હા. | એજ. |
| ૩૭૯. | ચોરી. | એજ. |
| ૩૮૦. | કોઇ ઇમારત, તંબુ, અથવા | એજ. |

| | | |
|---|---|---|
| | વાંહાણમાં ચોરી. | |
| ૩૮૧. | શેઠના કબજામાં માંહેલી મિલકતની મેહેતા અથવા ચાકરે ચોરી કરવી. | વગર વારંટે પકડી શકે. |
| ૩૮૨. | ચોરી કરવા સારૂ, અથવા ચોરી કર્યા પછી નાશી જવા સારૂ, અથવા ચોરીથી મળેલી મિલકત પાસે રાખવા સારૂ, મોત વ્યથા અથવા અટકાવ કરવાની, અથવા મોત, વ્યથા, કે અટકાવનો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરી ને પછી ચોરી કરવી. | એજ. |
| ૩૮૨. | અપહરણ. | એજ. |
| | અગર સુરજ આથમ્યા પછી તથા સૂરજ ઉગ્યાં પહેલાં કોઇ ધોરી રસ્તાપર કર્યું હોય, તો. | એજ. |
| ૩૯૩. | અપહરણ કરવાની કોશિસ. | એજ. |
| ૩૯૪. | અપહરણ કરવામાં અથવા અપહરણની કોસીશમાં બુદ્ધિ પૂર્વક વ્યથા કરવી. અથવા અપહરણ કરવામાં સામેલ રેહેલું. | એજ. |
| ૩૯૫. | ડાકાઇટી. | એજ. |
| ૩૯૬. | ડાકાઇટીમાં ખુન. | એજ. |
| ૩૯૭. | ખુન અથવા મહાવ્યથા કરવાની કોશિસની સાથે અપહરણ | એજ. |

| | | |
|---|---|---|
| | અથવા ડાકાઈટી. | |
| ૩૯૮. | કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કર્યું હોએ તે વખતે અપહરણ અથવા ડાકાઇટી કરવાની કોશિસ. | વગર વારંટે પકડી શકે. |
| ૩૯૯. | ડાકાઇટી કરવાની તૈયારી કરવી. | એજ. |
| ૪૦૦. | હંમેશ ડાકાઇટી કરવાનાં કારણુસર એકઠા મળેલા શખસોની ટોળીમાં હોવું. | એજ. |
| ૪૦૧. | હંમેશ ચોરી કરવાના કારણુસર એકઠા મળેલા શખસોની ભટકતી ટોળીમાં હોવું. | એજ. |
| ૪૦૨. | ડાકાઇટી કરવાના કારણુસર મળેલા પાંચ અથવા વધારે શખસોમાં હોવું. | એજ. |
| ૪૦૬. | સાપરાધ વિશ્વાસઘાત. | એજ. |
| ૪૦૭. | ભાર વાહક, ડંક્કાવાળા વગેરે એ સાપરાધ વિશ્વાસઘાત કરવો. | એજ. |
| ૪૦૮. | કોઇ મેહેતા અથવા ચાકરે સાપરાધ વિશ્વાસઘાત કરવો. | એજ. |
| ૪૧૧. | ચોરીની મિલકત ચોરીની જાણીને બદદયાનતથી લેવી. | એજ. |
| ૪૧૨. | આ ડાકાઇટી કરતાં મળેલી મિલકત છે, એમ જાણીને તે ચોરી | એજ. |

| | | |
|---|---|---|
| | ની મિલકત બદ દયાનતથી લેવી. | |
| ૪૧૩. | નિત્ય ચોરીની મિલકતનો ધંધો કરવો. | વગરવારંટે પકડી શકે. |
| ૪૧૪. | ચોરીની મિલકત જાણીને તે સંતાડવામાં અથવા વગે કરવામાં મદદ કરવી. | એજ. |
| ૪૨૮. | દસ રૂપીઆની કે તેથી વધારે કિંમતના કોઈ જાનવરને મારી નાંખીને અથવા ઝેર દઇને અથવા લંગડું લુલું કરીને કે નિરૂપયોગી કરીને બિગાડ કરવો. | એજ. |
| ૪૨૯. | કાંઇ પણ કીંમતના હાથી, ઉંટ, ઘોડા વગેરેને અથવા ૫૦ કે વધારે રૂપીઆની કિંમતના કોઇ બીજા જાનવરને...... (ઉપર પ્રમાણે) | એજ. |
| ૪૩૦. | ખેતીનાં કામોને પાણીનું પોહોંચવું ઓછું કરીને બિગાડ કરવો, વિગેરે. | એજ. |
| ૪૩૧. | મુસાફરી કરવાને અથવા માલ લેઇ જવાને જોખમ ભરેલો થાએ એમ અથવા અગમ્ય થાએ એમ કોઇ સરીઆમ રસ્તાને, પુલને નદીને અથવા વહાણ ચાલે એવી નેહેરને નુકશાન કરીને બિગાડ કરવો. | એજ. |
| ૪૩૨. | નુકશાની થાએ એવી રીતે કોઇ સરીઆમ ગટરને રેલાવીને અથવા બંધ કરીને બિગાડ કરવો. | એજ. |
| ૪૩૩. | કાંઇ દાંડીનો દીવો અથવા દરિ | એજ. |

| | | |
|---|---|---|
| | યાઇ નિશાણી હોએ, તેહેનો નાશ કરીને, તેને ખસેડીને, અથવા ઓછી ઉપયોગી કરીને, અથવા ખોટી રોશની બતાવીને બિગાડ કરવો. | |
| ૪૩૫. | ૧૦૦ રૂપીઆની કે વધારે નુકશાની અથવા ખેતીની ઉત્પન્નની બાબતમાં ૧૦ રૂપીઆની કે વધારે નુકસાની કરવાના ઇરાદાથી અગ્નિ વડે અથવા અવાજ સાથે ફુટે એહેવા કાંઇ પદાર્થ વડે બિગાડ કરવો. | વગર વારંટે પકડી શકે. |
| ૪૩૬. | કાંઇ ઘર વિગેરેનો નાશ કરવાના ઇરાદાથી અગ્નિ વડે અથવા અવાજ સાથે ફુટે એહેવા પદાર્થ વડે બિગાડ કરવો. | એજ. |
| ૪૩૭. | તૂતકવાળાં વાહાણનો અથવા વીસ ટનનાં ભારના વાહાંણનો નાશ કરવાના ઇરાદાથી અથવા તેહેવાં વાહાંણને જોખમ ભરેલું કરવાના ઇરાદાથી બિગાડ કરવો | એજ. |
| ૪૩૮. | છેલ્લી કલમમાં બ્યાન કરેલો બિગાડ અગ્નિ વડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ વડે કર્યો હોએ, તો. | એજ. |
| ૪૩૯. | ચોરી વગેરે કરવાના ઇરાદાથી વહાણને કિનારા પર ચહડાવી દેવું. | એજ. |

| | | |
|---|---|---|
| ૪૪૦. | મોત અથવા વ્યથા કરવાની તૈયારી કરીને બિગાડ કરવો. | વગર વારંટે પકડી શકે. |
| ૪૪૭. | સાપરાધ પ્રવેશ. | એજ. |
| ૪૪૮. | ગૃહ પ્રવેશ. | એજ. |
| ૪૪૯. | મોતની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ ગૃહ પ્રવેશ કરવો. | એજ. |
| ૪૫૦. | જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષા થઇ શકે એહેવો કોઇ ગુન્હો કરવા સારૂ ગૃહ પ્રવેશ કરવો. | એજ. |
| ૪૫૧. | કેદની શિક્ષા થઈ શકે એહેવો કોઇ ગુન્હો કરવા સારૂ ગૃહ પ્રવેશ કરવો. | એજ. |
| | અગર તે ગુન્હો ચોરીનો હોએ, તો. | એજ. |
| ૪૫૨. | વ્યથા અથવા હુમલો વગેરે કરવાની તૈયારી કર્યા પછી ગૃહ પ્રવેશ કરવો. | એજ. |
| ૪૫૩. | ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું. | એજ. |
| ૪૫૪. | કેદની શિક્ષા થઇ શકતી હોએ, એહેવો કોઇ ગુન્હો કરવા સારૂ ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું. | એજ. |

| | | |
|---|---|---|
| | અગર તે ગુન્હો ચોરીનો હોએ તો. | વગર વારંટે પકડી શકે. |
| ૪૫૫ | વ્યથા અથવા હુમલો વગેરે કરવાની તૈયારી કરીને ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું. | એજ. |
| ૪૫૬. | રાતે ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું. | એજ. |
| ૪૫૭. | કેદની શિક્ષા થઇ શકતી હોએ, એહેવો, ગુન્હો કરવા સારૂ રાતે ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. | એજ. |
| | અગર તે ગુન્હો ચોરીનો હોએ, તો. | એજ. |
| ૪૫૮. | વ્યથા વગેરે કરવાની તૈયારી કરીને રાતે ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. | એજ. |
| ૪૫૯. | ગુપ્ત ગૃહ પ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઇને મહાવ્યથા કરવી. | એજ. |
| ૪૬૦. | ઘણા શખસો રાતે ઘર ફોડવા વગેરેમાં શામિલ હોય, અને તેઓમાંનો કોઇ એક મોત અથવા મહાવ્યથા કરે તો. | એજ. |
| ૪૬૧. | કાંઇ બંધ કરેલા નિધાનમાં કાંઇ મિલકત હોય, અથવા કાંઇ | એજ. |

| | | |
|---|---|---|
| | મિલકત છે, એમ ધરાયું હોએ. તે નિધાનને બદ દયાનતથી ફોડીને અથવા બીજી રીતે ઉઘાડવું. | |
| ૪૬૨. | તેજ ગુન્હો જ્યારે તે નિધાન જેહેને સોપ્યું હોય, તે માણસ કરે, ત્યારે. | વગર વારંટે પકડી શકે. |
| ૪૬૭. | કાંઇ કિંમતી દસ્તાવેજ અથવા વિલ અથવા કાંઇ કિંમતી દસ્તાવેજ ખોટો બનાવવો, કે કોઇનાં નામપર કરી આપવાનો, અથવા કાંઇ નાણું વિગેરે લેવાનો અખ્ત્યાર ખોટો બનાવવો જોતે કિંમતી દસ્તાવેજ ઇંડીયા સરકારની પ્રામીસરી નોટ હોય તો. | એજ. |
| ૪૭૧. | જાણી બુઝીને બનાવટનો લેખ ખરા દાખલ વાપરવો, જોતે ખોટો બનાવટનો લેખ ઇંડિયા સરકારની પ્રામીસરી નોટ હોય, તો. | એજ. |
| ૪૮૬. | ખોટી મિલકતની અથવા વેપારની નીશાણીઓ જે ઉપર હોય, એહેવો માલ જાણી બુઝીને વેચવો. | એજ. |
| ૪૮૭. | કાંઇ ગાંસડી કે બારદાન મધ્યે માલ હોય, તે ઉપર દગલબાજીથી કાંઇ ખોટી નિશાણી કરવી એહેવા ઇરાદાથી કે તે મધ્યે જે માલ નહીં હોય, તે માલ તે મધ્યે છે, એમ માનવામાં આવે, | એજ. |

| | | |
|---|---|---|
| | વગેરે. | |
| ૪૮૮. | તેહેવી કાંઇ ખોટી નિશાણીનો ઉપયોગ કરવો. | વગર વારંટે પકડી શકે. |
| ૪૮૯. | નુકસાન કરવાના ઇરાદાથી કાંઇ મિલકતની નિશાણી કાહાડી લાખવી, અથવા તેહેનો નાશ કરવો અથવા તે બિગાડવી. | એજ. |
| ૫૧૧. | જે ગુન્હાઓને માટે સમુદ્રપાર કરવાની અથવા કેદની શિક્ષા ઠરાવી છે, તે ગુન્હા કરવાની કોશિસો કરવી, તથા તે કોશિસો કરવામાં તે ગુન્હો કરવા તરફ કાંઇ કામ કરવું. | તે ગુન્હાને માટે વગર વારંટે પકડવાનો પોલીસને અખત્યારહોય તો, પકડી શકે, નહીં તો નહીં. |

## બીજા કાયદા તોડીને કરેલા ગુન્હા,

| ગુન્હાનો પ્રકાર. | વગર વારંટે પોલીસ પકડી શકે, કે નહીં. |
|---|---|
| મોતની અથવા સમુદ્રપાર કરવાની અથવા ૭ વર્ષ સુધી અથવા તે કર્તા વત્તી મુદતની કેદની શિક્ષા જોગ હોય, તો. | વગર વારંટેપકડી શકે. |
| ત્રણ વર્ષની તથા તે કર્ત્તાવત્તી મુદતની પણ ૭ વર્ષથી ઓછી મુદતની શિક્ષા જોગ હોય તો. | એજ. |

## કયા કયા ગુન્હાઓમાં જામીન લઈ શકાએ,ને કયામાં ન લઈ શકાએ, તે વિશે.

કયા કયા ગુન્હાઓમાં જામીન લઇ શકાએ, તે વિશે ઇલાયદું પત્રક આપવાની જરૂર જણાતી નથી. * રીતના કાયદાની પાછળ ‡પરિશિષ્ટ ૨. જુ આપેલું છે, તે જોવાથી જણાઇ આવશે. તો પણ હીંદુસ્થાનના ફોજદારી કાયદામાં નીચે લખેલી કલમોમાં જામીન લઇ શકાય છે.—

કલમો.—૧૦૯. ( જે ગુન્હાની મદદગારી કરી હોએ તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ શકાય, નહીં તો નહીં.)—૧૧૦–એજ. ૧૧૧–એજ. ૧૧૨–એજ. ૧૧૪–એજ. ૧૧૬–એજ. ૧૧૭–એજ. ૧૧૯ એજ. (પણ કલમ. ૧૧૯ પ્રમાણેનો ગુન્હો મોત અથવા સમુદ્રપારની શિક્ષા જોગ હોએ, તો જામીન નહીં લઇ શકાએ. ૧૨૦–એજ.

( રાજ્ય વિરૂદ્ધ ગુન્હા. )

૧૨૯–

( જમીનપરની તથા દરિયાઇ ફોજ સંબંધી ગુન્હા).

૧૩૫–૧૩૬–૧૩૭–૧૩૮–૧૪૦.

લોકની સમાધાની વિરૂદ્ધ ગુન્હા).

૧૪૩–૧૪૪–૧૪૫–૧૪૭–૧૪૮–૧૪૯.–( તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લેઇ શકાય, નહીં તો નહીં.) ૧૫૦–એજ. ૧૫૧-૧૫૨-૧૫૩–૧૫૪–૧૫૫–૧૫૬–૧૫૭ –૧૫૮–૧૬૦.

( સરકારી નોકરના અથવા તેઓ સંબંધી ગુન્હા.)

૧૬૧–૧૬૨–૧૬૩–૧૬૪–૧૬૫–૧૬૬–૧૬૭–૧૬૮

---

* Criminal Procedure Code.

‡ Schedule. II.

૧૬૯–૧૭૦–૧૭૧.

( સરકારી નોકરોના કાયદેસર અખત્યારનો તિરસ્કાર. )

૧૭૨–૧૭૩–૧૭૪–૧૭૫–૧૭૬–૧૭૭–૧૭૮–૧૭૯ ૧૮૦–૧૮૧–૧૮૨–૧૮૩–૧૮૪–૧૮૫–૧૮૬–૧૮૭–૧૮૮–૧૮૯–૧૯૦.

(ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂદ્ધ ગુન્હા )

૧૯૩–૧૯૬–( તેહેવી સાહેદી આપવાના ગુન્હાને માટે જામીન લેઇ શકાતો હોય તો લઈ શકાય, નહીં તો નહીં.) ૧૯૭–૧૯૮–૧૯૯–૨૦૦–૨૦૧–૨૦૨–૨૦૩–૨૦૪–૨૦૫–૨૦૬–૨૦૭–૨૦૮–૨૦૯–૨૧૦–૨૧૧–૨૧૨–૨૧૩–૨૧૪–૨૧૫–૨૧૬–૨૧૭–૨૧૮–૨૧૯–૨૨૦–૨૨૧–૨૨૨ મી કલમમાં દશ વર્ષ કરતાં ઓછી કેદની શિક્ષાનો હુકમ થયો હોય, તો, અથવા કાયદેસર રીતે કેદમાં મોકલ્યો હોય તો, જામીન લેઇ શકાય. ૨૨૩–૨૨૪–૨૨૫ કોઇ શખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઇ બીજા શખસે સામા થવું અથવા હરકત કરવી અથવા કાયદેસર કેદમાંથી તેને છોડાવવો-(એજ ગુન્હા સારૂ ફક્ત)–૨૨૫અ.૨૨૮-૨૨૯.

( શિક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુન્હા.)

૨૫૫–૨૫૬–૨૫૭–૨૫૮–૨૫૯–૨૬૦–૨૬૧–૨૬૨–૨૬૩.

( કાટલાં તથા માપ સંબંધી ગુન્હા. )

૨૬૪–૨૬૫–૨૬૬–૨૬૭,

( લોકની તંનદુરસ્તી, સલામતિ, અનુકુળતા, લજ્જા, તથા નીતિ સંબંધી ગુન્હા. )

૨૬૯–૨૭૦–૨૭૧–૨૭૨–૨૭૩–૨૭૪–૨૭૫–૨૭૬–૨૭૭–૨૭૮–૨૭૯–૨૮૦–૨૮૧–૨૮૨–૨૮૩–૨૮૪–૨૮૫–૨૮૬–૨૮૭–૨૮૮–૨૮૯–૨૯૦–૨૯૧–૨૯૨–૨૯૩–૨૯૪–૨૯૪ અ.

( ધર્મ સંબંધી ગુન્હા. )

૨૯૫-૨૯૬-૨૯૭-૨૯૮-

(માણુસના શરીર સંબંધી ગુન્હા.) જીંદગી સંબંધી—

૩૦૪ અ-૩૦૮-૩૦૯-

( ગર્ભપાત કરવા બાબત; નહીં જન્મેલાં બચ્ચાંઓને નુકસાન બાબત; બચ્ચાંઓને ખુલ્લાં મુકવા બાબત; તથા જન્મ છુપાવવા બાબત.)

૩૧૨-૩૧૭-૩૧૮-૩૨૩-૩૨૪-૩૨૫-૩૩૦-૩૩૨-૩૩૪-૩૩૫-૩૩૬-૩૩૭-૩૩૮-

( ગેરવ્યાજબી અટકાવ તથા ગેરવ્યાજબી કેદ બાબત. )

૩૪૧-૩૪૨-૩૪૩-૩૪૪-૩૪૫-૩૪૬-૩૪૭-૩૪૮-૩૫૨-૩૫૩-૩૫૪-૩૫૫-૩૫૭-૩૫૮-૩૭૦-૩૭૪

( મિલકત વિરુદ્ધ ગુન્હા બાબત. )

૩૮૪-૩૮૫-૪૦૩-૪૦૪-

( ઠગાઇ વિશે. )

૪૧૭-૪૧૮-૪૧૯-૪૨૦-

દગાનાં ખતો, તથા મિલકતની વ્યવસ્થા બાબત. )

૪૨૧-૪૨૨-૪૨૩-૪૨૪-૪૨૬-૪૨૭-૪૨૮-૪૨૯-૪૩૦-૪૩૧-૪૩૨-૪૩૩-૪૩૪-૪૩૫.

( સાપરાધ પ્રવેશ વિશે. )

૪૪૭-૪૪૮-૪૫૧-૪૬૧-૪૬૨-

( લેખ સંબંધી તથા વેપારની અથવા મિલકતની નિશાણીઓ સંબંધી ગુન્હા. )

૪૬૫-૪૬૯-૪૭૧-૪૮૨-૪૮૩-૪૮૪-૪૮૫-૪૮૬-

૪૮૭–૪૮૮–૪૮૯.

( નોકરી કરવાના કરાર તોડવાના ગુન્હા. )

૪૯૦–૪૯૧–૪૯૨–

( લગ્ન સંબંધી ગુન્હા. )

૪૯૪–૪૯૭–૪૯૮–

( આબરૂ લેવા બાબત. )

૫૦૦–૫૦૧–૫૦૨–૫૦૩–૫૦૬–૫૦૭–૫૦૮–૫૦૯–૫૧૦–૫૧૧ માં—જે ગુન્હાના તકસીર વારે વિચાર કર્યો હોય તે ગુન્હા માટે જામીન લેઇ શકાતો હોય તો લેઇ શકાય, નહીં તો નહીં.

---

ઉપર બતાવેલા ગુન્હાઓમાં જામીન લેઇ શકાએ છે. આ કલમો આખા ફોજદારી કાયદામાંથી ( પીનલકોડમાંથી) લીધી છે. ને બધી કલમ બરાબર આપવાના હેતુથી પોલીસ અખ્ત્યારનીજ કલમ આપી છે, એમ નથી, પણ તમામ ગુન્હાઓની કલમો જેમાં જામીન લઇ શકાએ, તે બધી આપેલી છે.

આગળ પોલીસ અખ્ત્યારી ગુન્હાઓ કયા કયા છે, તેનું પત્રક આપવામાં આપેલું છે. ને તેમાં બનાવેલી કોઇ પણ કલમના ગુન્હા વિશે જામીન લઇ શકાએ, કે નહીં, તે ઉપર બતાવેલી કલમો જોતાં મળી આવશે.

ઉપર બનાવેલી કલમો શિવાએ બીજી તમામ બાકી રહેલી કલમોમાં જામીન લેઇ શકાતા નથી. આનું પત્રક ઇલાયદું આપવાથી વધારે ફાયદો નથી, એમ સમજી આપેલું નથી.

**ગુન્હા માંડી વાળી શકાએ, એટલે શું. તથા કયા કયા ગુન્હાઓ માંડી વાળી શકાએ. તે વિશે.**

હર કોઇ ગુન્હા વિશે પોલીસમાં કે અખ્ત્યારવાળા માજીસ્ટ્રેટની રૂબરૂ ફરીયાદ થઈ કે પછી તે ગુન્હા વિશે માજીસ્ટ્રેટના હુકમ વગર છેવટ થઈ શકતું નથી. પોલીસ ચોકસીમાં જો ગુન્હો નથી બન્યો એમ નિકળી આવે, તો પણ માજીસ્ટ્રેટ તરફ તે મુજબ રીપોર્ટ કરી તેના હુકમ વ‑ગર તે કામ ગુન્હામાંથી થઈ શકતું નથી. અને તે વિશે આગળ કહેવામાં આવશે.

પોલીસ તરફથી માજીસ્ટ્રેટ આગળ એકવાર કામ કમીટ થયું, એટલે પછી માજીસ્ટ્રેટ તરફથી તે કામની ચોકશી થયા બાદ ગુન્હો સાબીત થઇ ઠરાવ થાએ, અથવા ના સાબીત થઇ તોહોમતવાળાને છોડી મુકવામાં આવે. આ નિયમ સામાન્ય છે, પણ કેટલાક ગુન્હાઓ એવા છે, કે જે "માંડી વાળી શકાએ" છે; એટલે તે ગુન્હાઓ એવા છે, કે તેમાં ફરીયાદી એમ બતાવે, કે મારે કામ ચલાવવું નથી, તો તે કામનો ત્યાંજ છેવટ આવે.



‡ નીચે બતાવેલી હીં. ફો. કાયદાની કલમોમાં, ગુન્હાઓ માંડી વાળી શકાએ છે.—

| ગુન્હો. | હીંદુસ્તાનના ફોજદારી કાયદાની લાગુ પડતી કલમો. | જે શખસને ગુન્હો માંડી વાળવાનો અધિકાર છે, તે શખસ. |
|---|---|---|
| ધર્મ સંબંધી કોઇ પણ શખસનું દિલ દુખાવવાના પાકા ઇરાદાથી કાંઇ શબ્દો બોલવા વગેરે. | ૨૯૮. | ધર્મ સંબંધી જે શખસનું દિલ દુખવવાનો ઇરાદો હોએ તે શખસ. |
| વ્યથા કરવી | ૩૨૩. ૩૩૪. | જે શખસને વ્યથા કરી હોએ, તે શખસ. |
| હરકોઇ શખસને ગેરવાજબી અટકાવ કરવો અથવા કેદ કરવો. | ૩૪૧. ૩૪૨. | જે શખસને અટકાવ કર્યો હોએ અથવા કેદ કર્યો હોએ તે શખસ. |
| હુમલો અથવા સાપરાધ બળ વાપરવું. | ૩૫૨. ૩૫૫. ૩૫૮. | જે શખસની ઉપર હુમલો કર્યો હોય અથવા સાપરાધ બળ વાપર્યું હોય, તે શખસ. |
| કાયદા વિરૂદ્ધ જબરાઇથી મજુરી કરાવવી. | ૩૭૪. | જે શખસ પાસે જબરાઇથી મજુરી કરાવી હોય, તે શખસ. |
| બિગાડ—જ્યારે જે હાની અથવા નુકસાન કરવામાં આવે, તે | ૪૨૬. ૪૨૭. | જે શખસને હાની અથવા નુકસાન |

‡Section. 345 of the Criminal Procedure Code.

| | | |
|---|---|---|
| ફક્ત કોઇ ખાનગી શખસને કરેલી હાની અથવા નુકસાન હોય ત્યારે– | | કરવામાં આવે તે શખસ. |
| સાપરાધ પ્રવેશ. | ૪૪૭. | જે મિલકતમાં પ્રવેશ કર્યો હોય તે મિલકત જે શખસના કબજામાં હોય, તે શખસ. |
| ગ્રહ પ્રવેશ. | ૪૪૮. | |
| નોકરી કરવાનો કરાર સાપરાધ રીતે તોડવો. | ૪૯૦ ૪૯૧ ૪૯૨.... | જે શખસની સાથે ગુન્હેગારે કરાર કર્યો હોય, તે શખસ. |
| છિનાળું. | ૪૯૭. | જે સ્ત્રી હોય, તેનો ધણી. |
| સાપરાધ ઇરાદાથી કોઇ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી, અથવા લઇ જવી, અથવા રોકી રાખવી. | ૪૯૮. | |
| આબરૂ લેવી. | ૫૦૦. | જે શખસની આબરૂ લીધી હોય, તે શખસ. |
| કાંઇ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી. | ૫૦૧. | |
| છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી બાબત છે, એવું જાણીને તે વસ્તુ વેચવી. | ૫૦૨. | |
| સમાધાનીનો ભંગ કરાવવાના ઇરાદાથી તિરસ્કાર કરવો. | ૫૦૪. | જે શખસને તિરસ્કાર કર્યો હોય, તે શખસ. |
| સાપરાધ ધમકી, જ્યારે તે ગુન્હો સાત વર્ષની કેદની શિક્ષા કરવા લાયક ન હોએ ત્યારે. | ૫૦૬. | જે શખસને ધમકી આપી હોય તે શખસ. |

"બુદ્ધિ પૂર્વક વ્યથા કરવાનો અથવા બુદ્ધિ પૂર્વક મહા "વ્યથા કરવાનો અથવા જીંદગી જોખમમાં આવે એવું "કામ કરીને વ્યથા કરવાનો, અથવા જીંદગી જોખમમાંઆવે "એવું કામ કરીને મહાવ્યથા કરવાનો જે ગુન્હો હીંદુસ્તા- "નના ફોજદારી કાયદાની ૩૨૪મી અથવા ૩૩૫મી અથવા "૩૩૭મી અથથા ૩૩૮મી કલમ પ્રમાણે શિક્ષા કરવાલા- "યક છે, તે ગુન્હો જે શખસને વ્યથા કરી હોય, તે શ- "ખસને જે કોર્ટની આગળ તે ગુન્હા બાબત કાંઇ પણ "ફરીઆદનું કામ ચાલ્યું હોય તે કોર્ટની રજા લઇને માંડી "વાળવાનો અધીકાર છે.

"આ કલમ મુજબ હરકોઇ ગુન્હો માંડી વાળવાનો અ "ધિકાર હોય, ત્યારે તે ગુન્હામાં મદદગારી કરવાનો ગુન્હો "અથવા (જ્યારે સદરહુ ગુન્હો કરવાની કોશીસ જાતે ગુ- "ન્હો હોય ત્યારે ) તે કોશીસ કરવાનો ગુન્હો એવીજ રીતે "માંડી વાળવાનો અધિકાર છે.

"જો કોઇ શખસ બાળક, અથવા ગાંડો અથવા દી- "વાનો હોય, અને જો તેવો ન હોત તો તે આ કલમ મુજબ કાંઇ ગુન્હો માંડી વાળવાને લાયક થાત, તો તે શખસની "તરફથી કરાર કરવાનો જે શખસને અધીકાર હોય, તે શ "ખસ સદરહુ ગુન્હો માંડી વાળવાને મુખ્ત્યાર છે.

"આ કલમ મુજબ કાંઇ ગુન્હો માંડી વાળવાનું ફળ એવું થશે કે તોહોમતવાળાની ઉપર ગુન્હો ના સાબિત થ- "યાનો ઠરાવ થશે.

"જે ગુન્હો *આ કલમમાં કહ્યો નથી તેવો કોઇપ- "ણ ગુન્હો માંડી વાળવો નહીં.

---

*Section. 345 of the Criminal Procedure Code.

ઉપર બતાવેલાં પત્રકમાં લખેલા ગુન્હાઓ તથા આ કલમમાં બતાવેલા બીજા ગુન્હાઓ માંડીવાળી શકાએ છે. શિવાય, કોઇ પણ બીજો ગુન્હો માંડીવાળી શકાતો નથી. એતો ખુલ્લુંજ છે.

રાજીનામું આપવાનું તે, એટલે ગુન્હો માંડીવાળવા- ની અરજી આપવાની, તે માજીસ્ટ્રેટ આગળ આપવી જોઇએ.

પોલીસને રાજીનામું આપવું નહીં જોઇએ. કેમકે રા- જીનામું પોલીસ મંજુર કરી શકતી નથી.

કદાચ કોઇ માંડીવાળી શકાએ એવા ગુન્હાની તપાસ પોલીસ તરફથી ચાલતી હોએ, ને તેના દરમ્યાન તે કામનો ફરીઆદી, પોલીસ અધીકારીની આગળ રાજીનામું રજુ કરે, તો તે રાજીનામું પાસ થવા માજીસ્ટ્રેટ આગળ મોકલવું પ- ડે. અને તે ઉપરથી માજીસ્ટ્રેટ કાયદાને અનુસરીને જે હુ- કમ કરે, તે પ્રમાણે અમલ થવો જોઇએ.



# પ્રકરણ-૫મું.

પોલીસમાં દાખલ થયા પછી પ્રથમ શું શિખવવું જોઇએ? પેહેરો. રોન. ડ્રીલ. પોલીસના માણસોને હંમેશ નોકરી ઉપર સમજવા. કાન્સ્ટેબલોની ફરજ. હેડ કાન્સ્ટેબલોની ફરજ. ફોજદાર યાને ચીફ કાન્સ્ટેબલોની ફરજ. ઇન્સ્પેકટરોની ફરજ. સુપરીનટેન્ડન્ટની ફરજ. છુપી બાતમીવિશે.

## પોલીસમાં દાખલ થયા પછી પ્રથમ શું શિખવવું જોઇએ?

નવા ઉમેદવારને પોલીસની નોકરીમાં દાખલ કર્યા કે તુરતજ તેઓને કેવી નોકરી બતાવવી એ વિચારવા જોગ બાબતછે. પોલીસનું જ્યાં હેડ ક્વાટર હોય, ત્યાં પોલીસના માણસોને ડ્રીલ, કવાયત, વિગેરે શિખવવામાં આવેછે. તેથી પ્રથમ આવા નવા રાખેલા ઉમેદવારોને ડ્રીલ કવાયત શિખવવા તજવીજ જોઇએ. ફકત એજ કામ કરાવી બીજી કાંઇ નોકરી નહીં બતાવવી, એ પણ વ્યાજબી નહીં. તેથી નવા* શિખાઉઓને પેહેરા તથા રોન વિગેરે શિખવવાં જોઇએ. હેડ ક્વાટર મુકામમાં પોલીસ ચોકીઓ હોય, ત્યાં બીજા શિખેલા અને કસાઇને હોંશીઆર થએલા લોકોની સાથે આવા નવા શિખાઉઓને નોકરી સારૂ રાખવાથી સારૂં પરિણામ થાએછે. ને તેઓ ઝટ કામ શિખી શકે છે.

જુનાં માણસો પેહેરા કેવી રીતે કરેછે, તે જોવાથી ઘણો ફાયદો થશે. જરૂર પડે આવા લોકોને સમજુત પણ

* Recruits.

થવી જોઇએ. ને એ પ્રમાણે ધીરેધીરે તેઓ હોંશીઆર થતા જશે. જ્યાં સુધી નવા માણસો આ પ્રમાણે થોડું થોડું કામ શિખતા નથી, પણ વગર શિખે એકદમ તેઓને પોલીસ ચોકીમાં સ્વતંત્ર અધીકાર ઉપર નીમવામાં આવેછે, અથવા તાલુકાઓમાં એકદમ નિમવામાં આવેછે, ત્યાં ગેર ફાયદો થવાનો સંભવ ઘણો સમજવો જોઇએ.

પેહેરાવિશે. દરેક ચોકીની સપુરતમાં શેહેરનો અથવા તાલુકાનો અમુક ભાગ સોંપવામાં આવેલો હોએછે. અને આ સપુરતના ભાગમાં સરકારી તથા જાહેર મિલકત ઉપર દેખરેખ રાખવા તથા ગુન્હેગારો ગુન્હા ન કરે, અને કરીને નાશી ન જઇ શકે, તેને સારૂ દરેક પોલીસ ચોકી આગળ હંમેશ એક પોલીસનો કાન્સ્ટેબલ રાત દીવસ પોતાનો તમામ સરકારી* દરેસ પહેરી ઉભો રહેછે,તેને પેહેરો કહેવાએછે. આ પેહેરા ઉપર રાખવામાં આવેલા માણસે ઘણી ચાલાકી તથા નીધેબાની રાખવી જોઇએ. જો તે આળસુ અથવા બે દરકારી હશે, અથવા પોતાની ફરજ ઉપર પૂરતું ધ્યાન નહીં આપતો હશે, તો ગુન્હેગાર લોકો તેના આળસ અથવા બેદરકારી પણાનો લાભ લઇને ગુન્હા કર્યાવગર રેહેશે નહીં. પેહેરા ઉપર ઉભા રહેલા માણસે ચોકી આગળ ઉભાજ રહેવું, અને બીજું કાંઇ કરવું નહીં, એમ સમજે છે, તેની ભૂલછે. પોતાની સપુરતના ભાગમાં ફરવું, અને પોતાની અસલ ઉભા રેહેવાની ચોકી નજીકની જગો ઉપર પાછા ફરવું, વળી ઘણા લોકોની આવજાવ થતી હોએ, અને ગુન્હો બનવાનો ભીડાભીડથી, અથવા એવા કોઇ બીજા કારણથી સંભવ હોએ, તેવી જ-

---

* Uniform.

ગા ઉપર થોડીવાર ઉભા રેહેવું, વળી જરા આગળ પોતાની સપુરતની હદમાં ફરવું, વળી ચોકી આગળ અસલ જગોએ પાછા ફરવું, એ રીતે કરવાથી, તથા આગળ પછાડી બરાબર દેખરેખ રાખવાથી, ગુન્હા બનતા અટકશે, અથવા કદી બનશે તો પણ પકડાઇ જવા સંભવ છે, એમ સેહેજ વિચારથી જણાઇ આવશે.

એકનો એક માણસ પેહેરા ઉપર ઘણો લાંબો વખત સુધી રાખવો એ બરાબર નથી. ઘણીવાર રાખી મુકવાથી તે ઉભો રહેતાં અથવા ફરતાં થાકી જાએછે, અને કંટાળી જાએછે; તેથી જે હેતુને સારૂ પેહેરો રાખવામાં આવે છે, તે હેતુપાર પડી શકતો નથી. ઘણુાંમાં ઘણાં છકલાકની મુદતથી વધારે કોઇ કાન્સ્ટેબલને પેહેરા ઉપર રાખવો નહીં જોઇએ, એવો સાધારણ* નિયમ રાખ્યો હોયતો સારૂં. ત્રણ અથવા ચાર કલાકનો પેહેરો હોએ અને પછીથી બદલ કરવામાં આવે તો તે વધારે સુગમ જણાએ છે.

પેહેરાવાળાઓએ રાતેજ જાપતો રાખવો, અને દીવસે નહીં રાખવો, અથવા બે ફીકરાથી રાખવો એમ સમજવું નહીં. રાતે હરામખોર લોકોની જેમ દેહેસત હોએછે, તેમ દીવસે પણ ચોર, ખીસાં કાતરૂઓ, વિગેરેની દેહેસત હોયછે. અને બજાર, અથવા લોકોનો જમાવ વધારે થતો હોએ, તેવી જગાએ અવશ્ય જાપતો રાખવાનો છે. તેથી રાતે તથા દીવસે પેહેરાવાળએ તો કાળજીથી નોકરી કરવાની પોતાની ફરજછે, એમ સમજવાનું છે.

**રોન વિશે.** દીવસના ભાગમાં લોકોની આવજાવ વધારે રહેછે. ધંધો રોજગાર વગેરે સર્વે દીવસના ભાગમાં હોએ-

---

* As a common rule.

છે. તે બધું બંધ થઇ ઘંધાર્થી તેમજ બીજા બધા લોકો જ્યારે રાત્રીએ આરામમાં સુતા હોયછે, ત્યારે ચોરો તથા હરામખોર લોકો પોતાનો ધંધો ચલાવવાનો વખત થયો, એમ સમજેછે. હવે જો કે નાંકેનાંકે પોલીસના પેહેરા હોએ, અને તેઓ ઘણા જાપતાથી પોતાની નોકરી કરતા હોએ, તો પણ મોહોલ્લામાં અથવા ચકલામાં આવેલાં ઘરોની બાંધણીને લીધે,અથવા પોળો વિગેરે વાંકી ચુંકી હોવાને લીધે,અથવા એવાં કોઇ બીજાં કારણોથી ફક્ત પેહેરાથીજ ધારેલો હેતુપાર પડતો નથી. હેતુ ફક્ત એટલોજછે, કે કોઇ પણ ગુન્હો બને નહીં. આ સારૂ પોલીસના માણસોમાંથી કેટલાંક હોંશીઆર માણસોને રાતની વખતે રોન ફરવા ખાતે રાખવામાં આવેછે. તેઓએ પોતાના સપુરતના જીલ્લામાં રાતરે ખુણેખુણે પણ ફરવું જોઇએ. નેહરામખોર લોકોને નહીં આવવા દેવાની નજર રાખવી જોઇએ. આવી રીતે રોન ફરવાથી ગુન્હા કરનારાઓ ગુન્હો કરતાં પકડાઇ જવાની બીકથી અચકાએ છે. અને એ રીતે લોકોના જાન તથા માલનું રક્ષણ થઇ શકેછે. રઇયત નિર્ભય પણે ઉંઘે અને ગુન્હો બને નહીં, એ મુખ્ય હેતુછે.

અજવાળી રાતે ગુન્હો બનવાનો સંભવ થોડોછે. પણ જ્યારે રાત અંધારી હોએ, ત્યારે હરામખોર લોકો ગુન્હો કરવાનો ફાવતો વખત સમજી બહાર નિકળેછે. તેઓને નિકળતા અટકાવવા, અને ગુન્હો ન કરે, તેમ કરવા પેહેરો તથા રોન, એ બેઉ તજવીજ ઘણી સારી છે. અંધારી રાતે જે શેહેરનાં અથવા કસ્બામાં દીવાબત્તીઓ કરવામાં આવે છે, ત્યાં આવો જાપતો વધારે રહી શકે છે. પણ જ્યાં દીવાબત્તી કરવામાં આવતાં નથી, ત્યાં આટલો પાકો જાપતો રહી શકતો નથી.

---

## ડ્રીલ વિશે.

પોલીસના લોકોને કવાયત શીખવવી એ પણ જરૂરનું છે. કવાયત, એટલે એટલી બધી કવાયત શિખવાની નથી, કે જેને લશ્કરી કવાયત કહી શકાય. પણ સાધારણ કવાયત એટલી જાણવી જોઇએ, કે અકસ્માત પ્રસંગે લશ્કરી બળ વાપર્યા વગર સાધારણ બળવો અથવા કાયદા વિરૂદ્ધ મંડળી થતી, અટકાવી શકાએ. આ કવાયતની બાબતમાં આ ચોપડીના બીજા ભાગમાં હકીગત આપવામાં આવશે.

**પોલીસનાં માણસોને હંમેશ નોકરી ઉપર સમજવા.**

પોલીસના માણસો જ્યારે પોતાનો ડ્રેસ પેહેરી પેહેરા કરતા હોએ, અથવા બીજી નોકરી ઉપર હોએ, ત્યારેજ તેઓ નોકરી ઉપર છે, અને તે શિવાએના ખાંનગી વખતમાં તેઓ પોલીસનો કાયદેસર અખ્ત્યાર બજાવી શકતા નથી, એમ સમજવું નહીં જોઇએ.

પોલીસના માણસો તો હંમેશ નોકરી ઉપરજ છે, એમ સમજવાનું છે. અને કાયદાની રૂઇએ જે અખ્ત્યાર પોલીસને છે, તે અખ્ત્યારનો અમલ કરી વર્ત્તવા પોલીસના માણસો ગમે તે વખતે મુખ્ત્યાર છે.

## કાન્સ્ટેબલોની ફરજ.

પોલીસના માણસોને ખાંનગી ધંધો રોજગાર કોઇ પણ રીતનો કરવા દેવો નહીં જોઇએ—કારણ ફક્ત એટલુંજ છે કે આવી રીતે ખાંનગી ધંધો રોજગાર કરવા દેવામાં આવે, તો તેઓનો વખત બીજી બાબતોમાં રોકાય; તેથી નોકરી ઉપર બરાબર લક્ષ રહે નહીં, અને વળી લોકોની શરમા શરમીથી પોતાની નોકરીને લગતું કામ રીતસર બજાવી શકે નહી.

રોનમાં અમલદારની સાથે જવું, તથા પેહેરાની નોકરી કર્યાબાદ પોતાના જીલ્લાની હદમાં હંમેશ ફરતા રેહેવું, એ કાન્સ્ટેબલનું કામ છે. શીવાએ પોતાની હદમાં અખ્ત્યારી ગુન્હા બનવાનો પ્રસંગ જણાએ, તે નહીં બનવા દેવા સારૂ ઉપરી અમલદારને ખબર આપવી, તથા કાયદેસર ઇલાજ કરવા. સરકારી તથા જાહેર મીલકત ઉપર દેખરેખ રાખવી, તથા કાયદાની રૂઇએ તેને જે કાંઇ અખ્ત્યાર તથા સત્તા પ્રાપ્ત થયેલી હોએ, તેનો પ્રસંગ પડે યોગ્ય ઉપયોગ કાયદાને અનુસરીને કરવો; પોતાના ઉપરી અમલદારના કાયદેસર હુકમ અમલમાં આણવા, તથા ગુન્હેગારની પાછળ પડવામાં, અથવા પકડવામાં હોંશીયારી બતાવવી તથા મદદ આપવી; કાયદેસર સમન તથા વારંટો વિગેરે ઉપરી અમલદાર તરફથી બજાવવા આવે, તો તે રીતસર બજાવી પાછા મોકલવા; પોતાના જીલ્લામાં મશહુર ગુન્હાના કરનાર હોએ, તેવા લોકો ઉપર તથા જુગારી લોકો અથવા દારૂ પી ગુન્હા કરનારા લુચ્ચા લોકોની ઉપર નીઘેબાની રાખતા રેહેવું, અને ગુન્હા થવા નહીં દેવા, એ વિગેરે કામ કાન્સ્ટેબલનું છે.

શીવાએ આગ લાગે તો તેવે પ્રસંગે જે ઘરમાં આગ લાગી હોએ તેમાંથી, અગર પાસેના ઘરોમાંથી, કોઇ ચોરી કરી નહીં જાએ, અગર આગ હોલવવા આવેલા લોકોમાં કાંઇ ગુન્હો ન બને એ વિગેરે કામ સાથે પોતાથી બનતી મદદ આગ હોલવવામાં પણ આપવી જોઇએ-પોતાનો દરેસ તથા હથીઆર હંમેશ સાફ રાખવાં તથા રીતસર પેહેરવાં, તથા ખાતામાં જે ધારો હોએ તેને અનુસરીને બાલ વિગેરે કપાવવા પણ ધ્યાન રાખવું જોઇએ. પોતાંના જીલ્લામાં ગુન્હા ન થવા દેવા બંદોબસ્ત રાખવામાં

અમલદારને મદદ આપવી, એ વિગેરે કામ કાન્સ્ટેબલનું છે. પેસ્તર કહ્યું છે, તે પ્રમાણે કાન્સ્ટેબલોએ એમજ સમજવું જોઈએ કે તેઓ હંમેશ નોકરી ઉપરજ છે.

## હેડ કાન્સ્ટેબલની ફરજ.

હેડકાન્સ્ટેબલની ફરજ પણ ઉપર લખ્યા પ્રમાણે છે. હેડકાન્સ્ટેબલ અમલદાર છે, તેથી તેનાથી પેહેરાની નોકરી લેવાનો રીવાજ નથી. તેણે પોતાના હાથ નીચેનાં માણસો બરાબર કામ કરેછે કે નહીં, તે જોવું, તથા ગુન્હા ન બને તે વિશે જાતે તજવીજ રાખવાની છે. હેડકાન્સ્ટેબલ એ ફોજદારનો મદદનીશ સમજવો જોઇએ. અને તેને સોંપેલા જીલ્લામાં બનતા ગુન્હાનો તે જવાબદાર છે. પોતાના માણસો પાસેથી બરાબર નોકરી લેવી, અને તેઓ સાથે સલાહ સંપથી વર્તીને તેણે ચાલવાનું ધ્યાનમાં રાખવું જોઇએ.

## ફોજદાર યાને ચીફ કાન્સ્ટેબલની ફરજ.

ચીફ કાન્સ્ટેબલ યાને ફોજદાર, એ હેડકાન્સ્ટેબલથી ચહડતા દરજ્જાનો અમલદાર છે. આવા અમલદારોના તાબામાં એક અથવા વખતે વધારે તાલુકાનો ચારજ હોએ છે. અને પોતાના તાલુકાના ગુન્હા સંબંધી કામનો જુમ્મેદાર તે છે. પોતાના હાથ નીચેના હેડકાન્સ્ટેબલ તથા કાન્સ્ટેબલો બરાબર હોંશીઆરીથી પોતાની ફરજ બજાવે છે કે નહીં, તે જોવાનું કામ તેનું છે. ગુન્હા સંબંધી ખબર મેળવવાની, અને બનતા અટકાવવાની, બનેથી પકડી કાહાડી ગુન્હેગારને સજાએ પોહોંચાડવાની, લોકોના જાન તથા માલનું સંરક્ષણ થાએ, એવી રીતે બંદોબસ્ત રાખવાની, ગુન્હેગારો ડરતા રહે, અને ગુન્હા કરવા છોડી દઇ બીજે ધંધે રોજગારે વળગે, એ વિગેરે જોવાનું કામ તેનું છે. પોતાના તાબાના માણસો માંહે સલાહસંપ રહે, રૈયત સુખ

શાંતીમાં રહે, એ રીતે તેણે ચાલવાનું છે. પોતાના ડીવીઝનમાં થાણાઓ ઉપર ફેરણી કરવી, અને રાતે રોન વિગેરેથી પોતાના હાથ નીચેના માણસો હોંશીઆરીથી નોકરી કરે છે કે નહીં, તે પણ જોવું. આ શિવાએ આગળ કેહેવામાં આવશે, તેથી પણ ફોજદારની ફરજ વિશે કેટલીક હકીગત મળી આવશે.

## ઇન્સ્પેકટરોની ફરજ.

ફોજદારોના કામ ઉપર દેખરેખ રાખવા સારૂ ઇન્સ્પેકટરો નીમાએલા હોએ છે. તેઓને બે ત્રણ ચાર કે વધારે તાલુકાની સપુરતથી હોએ છે, અને ફોજદારો પોતાની ફરજ બરાબર બજાવે છે કે નહીં, તે જોવાનું તેઓનું મુખ્ય કામ છે. થાણાઓ તપાસવાં, પોલીસના માણસો રીતસર નોકરી કરે છે કે નહીં, તે જોઇ કાંઈ ખાંમી હોએ તો તે બતાવી આપવી, ભારે ગુન્હા જેવા કે ખુન, લૂટ, ડાકાઇટી વિગેરેની ખબર મળેથી જાતે જઇ ફોજદારને તપાસ કરવામાં મદદ કરવી, એ વિગેરે તેનું કામ છે: થાણાઓ સાફ રખાએ છે કે નહીં; માણસોના ડ્રેસ તથા હથીઆર સાફ રખાએ છે કે નહીં; એ પણ ઇન્સ્પેકટરોએ જોવાનું છે. ઇન્સ્પેકટરો જેમ જેમ પોતે ચાલાકી બતાવશે, તેમ દાખલો જોઇ બીજા પોલીસના માણસો હોંશીઆરીથી કામ કરતા જશે. પોતાના ઈનચારજ તાલુકાઓમાં હંમેશ ફરવાથી ઘણી સારી અસર થાએછે. ફોજદારોની કચેરીનાં દફતરો પણ તેણે તપાસવાં જોઇએ.

પોતાના ડીવીઝનના માણસો કાંઈ પણ કાયદા વિરૂદ્ધ કૃત્ય નહીં કરે; એ વિશે તેણે ઘણી કાળજી રાખવાની છે. શિવાએ ડીવીઝનમાં વસતા મશહુર ગુન્હેગારો વિશે માહીતી મેળવવી જોઈએ. અને તેઓની હાલ ચાલ ઉપર નજર રાખવી જોઇએ.

## સુપરીનટેન્ડેન્ટની ફરજ.

આ બધાનો ઉપરી "સુપરીનટેન્ડન્ટ" છે, અને તે અમલદારે આ તમામ અમલદારોના કામ ઉપર નીઘેબાની રાખવાની છે. ફોજદારો તથા ઇન્સ્પેકટરો બરાબર કાયદેસર રીતે અને ચાલાકીથી નોકરી કરે છે કે નહીં, ગુન્હા બનતા અટકે અને બને તો પકડાઇ જાએ, એવી ચાલાકી રાખવામાં આવે છે કે નહીં, તે વિશે તથા આખાં ખાતાંની દેખરેખ તેને રાખવાની છે. મ્હોટા ભારે કામોમાં તે અમલદારે જાતે તપાસ સારૂ જવું જોઈએ. પોતાના તાબાના તાલુકાઓમાં ફરી, થાણાઓ. તથા માણસોની ડ્રીલ, કવાયત, વિગેરે ઉપર લક્ષ આપવું, ગુન્હા સંબંધી કામમાં નીઘેબાની રાખી, લોકોની સુખ શાંતીમાં વધારો થાએ એવી રીતે ખાતાંની વ્યવસ્થા કરવી, એ વિગેરે કામ તે અમલદારનું છે.

### છુપી બાતમી વિશે.

ગુન્હા થતા અટકાવવાના તથા થએથી પકડી કાહાડવાના કામમાં ‡બાતમીખાતાંથી ઘણી મદદ મળેછે. યુરોપખંડના ઘણાક સુધરેલા દેશોમાં બાતમીખાતું ઘણાજ સારા પાયા ઉપર છે. આજ પણ આપણા મુંબઇ ઇલાકામાં મુંબઇ પોલીસનું બાતમી ખાતું ઘણું સારા પાયા ઉપર છે.

પોલીસના માણસોમાંથી થોડાક હોંશીઆર અને ચાલાક માણસો ને ચુંટી કાહાડી તેઓને તેઓનો પેરવેશ નહીં પેહેરાવતાં સાદાં ધોળાં કપડાં અથવા બીજા *પેહેરવેશ ધારણ કરાવી જે જગોએ ગુન્હા બનવાની ઘણી વકી હોએ, ત્યાં ફરતા રાખવામાં આવે છે. જયાં ભીડા ભીડ થતી હોએ,

‡ Detectives. * Uniform.

દેહેરા દર્શનની કે બજારની જગા હોએ, ત્યાં આવા બાતમીદારો ફરતા રાખવામાં આવે છે. દારૂના પીઠાં, તાડીખાનાં, ચંડુલ ખાનાં, ભઠીઆર ખાનાં, વેશ્યાઓના મ્હોલ્લા, એ વિગેરે જગો નજીક આવા બાતમીદારો ફરતા રાખવાથી ગુન્હો કરનારા ઉપર નજર રેહેશે; અને ઘણી વાર શક પડતી હકીગત જણાઇ આવવાથી, તથા જાદે પૂછપાછ થવાથી, મ્હોટા ગુન્હા આ રીતે પકડાઇ આવે છે. જ્યાં નઠારી ચાલના લોકો, અથવા વગર ધંધાના લોકો આવ જા કરતા હોએ, ત્યાં વેસ બદલી જનાર પોલીસના માણસો ચાલાકી તથા હોંશીઆરી રાખે, તો ગુન્હાઓ પકડાએ, અથવા ખબર, યા બાતમી પણ મળે, અને તેથી ગુન્હો પકડી શકાએ. ઘણીવાર દારૂ પી છાકટા થવાથી છાકટા પણામાં, બે શુદ્ધિમાં, ગાંહોમાંહેની થતી વાત ઉપરથી બાતમી મેળવી શકાએ છે. તેથી બાતમી ખાતું સારા પાયા ઉપર હોએ તો પોલીસને પોતાની ફરજ બજાવવામાં ઘણી મદદ મળી શકે છે. હંમેશ આવી રીતેજ ખબર મળે છે, એમ નથી, કોઇવાર પૈસા ખરચ કરી પણ ખબર મેળવવા પ્રયત્ન કરવો પડે છે.

બાતમીદારે પોતાથી થોડે દૂર જરૂર પડેથી મદદ લેવા એક કાન્સ્ટેબલ રાખવાથી ફાયદો છે.

આ બાતમીદારો હંમેશ ભરોસાના માણસો જોઇએ. કોઇવાર અપ્રમાણિક માણસો આવા કામમાં રાખવાથી, ગુન્હેગાર સાથે માણસો મળી જઇ મુદ્દા માલ તથા ગુન્હો ઉડાવી નાંખે છે; તેથી તે પ્રમાણે ન થાએ, અને આવા બાતમીદારો કાળજીથી પોતાનું કામ કરે, તે ઉપર ફોજદારે તેમજ ઈન્સ્પેકટરે નજર રાખવી જોઇએ.

## પ્રકરણ ૬ ઠું.

ફરીઆદી લેવાની રીત. કબુલત વિશે. લાલચથી અથવા ધમકીથી કબુલત નહીં લેવા વિશે. સમન બજાવવા વિશે. વારંટ બજાવવા વિશે. પકડવા બાબત સામાન્ય નિયમો. જડતીઓ વિશે. પંચાતનામું કરવા વિશે. ગુન્હો સાબીત થવા જેવો પૂરાવો હોય તો કેમ કરવું. ગુન્હો સાબીત થવા જેવો પૂરાવો ન હોય તો કેમ કરવું. પૂરાવો મેળવવાની રીત. અકસ્માત મોત વિશે. ઝેર ખવાડવાથી અથવા એવા કોઇ કારણથી મોત થયું હોએ, તે વખતે શી શી બાબતોની તપાસ થવી જોઈએ?

**ફરીઆદી લેવાની રીત.**—"કાગનીઝેબલ" એટલે પોલીસ અખ્ત્યારી ગુન્હાઓ વિશે આગળ સમજાવવામાં આવ્યું છે. એવા ગુન્હાઓની ફરીઆદ લેવાની બાબતમાં કાયદો નીચે ‡પ્રમાણે છે.—

"જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોએ "તેને કાગનીઝેબલ ગુન્હો કર્યા સંબંધી જે જે ખબર મો- "હોડેથી આપવામાં આવે, તે દરેક ખબર તેણે અથવા તેના "હુકમ પ્રમાણે લખી લેવી, અને ખબર આપનારને વાંચી "સંભળાવવી; અને સદરહુ પ્રકારની ગમે તે ખબર લખીને "આપી હોએ, કે ઉપર કહ્યા મુજબ લખી લીધી હોએ, તો "પણ તે આપનાર શખસે તે ઉપર સહી કરવી; અને "આ બાબત સ્થાનીક સરકાર ફરમાવે તેવા નમુનાની જે "એક બુક તે અમલદારે રાખવી જોઈએ તે બુકમાં તેનો " સાર નોધવો."

ઉપર બતાવેલો નિયમ ફક્ત કાગનીઝેબલ ગુન્હા વિ-

‡Section. 154 of the Criminal Procedure Code.

શે છે. જે ગુન્હાઓ "નાનકાગનીઝેબલ" છે, તે વિશે નિયમ એવો છે કે, જ્યારે તેવા ગુન્હા બદલ કાંઈ ફરીઆદ એવા અમલદાર આગળ આવી હોએ, તો તે એક જુદી ચોપડીમાં લખી લેવી જોઇએ. અને આવા ગુન્હામાં તપાસ કરવાનો પોતાનો અધિકાર નહીં, તેથી તે ખબર આપનારને માજીસ્ટ્રેટ આગળ જવા સમજુત થવી જોઇએ. કાયદો એવો છે કે પેહેલા અથવા બીજા વર્ગના જે માજીસ્ટ્રેટને તે મુકરદમાનો ઇનસાફ કરવાનો અથવા તે મુકરદમો કમીટ કરવાનો અધિકાર હોએ, તે માજીસ્ટ્રેટના હુકમ શિવાએ આવા ગુન્હાઓમાં પોલીસ હાથ ઘાલી શકતી નથી. કબી તપાસ કરવાનો હુકમ મળે તો પછી જેમ કાગનીઝેબલ ગુન્હાઓમાં પોલીસ તપાસ કરે, તેમજ આવા ગુન્હાઓમાં પણ તપાસ કરી શકે છે, પણ આવા ગુન્હાઓમ વગર વારંટે પકડવાનો અધીકાર નથી, એટલો ફેર છે.

## કબુલત વિશે.

કેટલીકવાર એમ બને છે કે ગુન્હેગારો ગુન્હો કરી નાશી જાએ છે, અગર સંતાઇ જાએ છે. તેવા ગુન્હેગારોને શક ઉપરથી બોલાવી પુછતાં વખતે તેઓ પોતે ગુન્હો કરનાર છે એમ કબુલ કરે છે. કેવી રીતે ગુન્હો કર્યો, શા કારણે કર્યો, કોણે કોણે કર્યો, એ વિગેરે તમામ હકિગત પોતે પોતાના મોહોથી કહે છે. ખાતર ચોરીનો, લુટનો અથવા એવો કોઇ ગુન્હો હોએ, અને માલ ચોરાયો હોએ, તો માલ સંતાડેલો હોએ તે કાહાડી આપે છે, અથવા બીજી રીતે વગે કર્યો હોએ તો પણ કહી દેછે. આવી વખતે તેની કબુલત કાયદેસર લેવા સારૂ તેને માજીસ્ટ્રેટ તરફ મોકલવો જોઇએ. જે ગુન્હો કર્યાની તે કબુલત આપતો

હોએ, તે ગુન્હાનો ઇનસાફ કરી શકે તેવા અધિકારવાળા માજીસ્ટ્રેટ તરફ કબુલત સારૂ મોકલવો જોઇએ એમ નથી. હર કોઇ માજીસ્ટ્રેટ આગળ કબુલત સારૂ મોકલી શકાએ છે. કાયદેસર રીતે કબુલત માજીસ્ટ્રેટ આગળ લેવાએ છે. તેથી પછી બીજો પૂરાવો મેળવવો ઘણો મુશ્કેલ પડતો નથી. કબુલત થયા પછી વધારે પૂરાવાની જરૂર નથી, અને તો-હોમતદારે ગુન્હો કર્યાનું કબુલ કર્યું છે, તેથી તેને ઈનસા-ફમાં સજા થશે એમ સમજી ફોજદારો જાદે મેહેનત કરી પૂરાવો એકઠો કરે નહીં એમ કોઇવાર બને. પણ એટલું જાણવું જોઈએ કે ગુન્હેગારના ઇનસાફમાં ફક્ત કબુલત એ કાયદેસર રીતે જોઇએ તેટલો પૂરાવો નથી. પણ તે ક-બુલત શિવાએ તેના ખરાપણાંની પુષ્ટીમાં બરાબર પૂરાવો હોએ, અને એમ માલમ પડે કે તેણે કબુલત ખરી આ-પેલી છે, તોજ તેને શિક્ષા થાએ. નહીં તો કબુલત છતાં છુટી જાએ. તેથી કબુલત થવાથી નિરાંત નહીં રહેતાં કા-યદેસર પૂરાવો મેળાવો જોઇએ.

**લાલચથી અથવા ધમકાથી કબુલત નહીં લેવા વિશે.**—આવી કબુલતો લાલચથી અથવા ધમકીથી અથ-વા કાંઇ વચન આપી નહીં લેવી જોઇએ, એવો કાયદો છે. "તું ગુન્હો કબુલ કરીશ તો છુટી જઇશ, અથવા તને માફી અપાવીશ," એમ કહીને, અથવા તોહોમતદારને માર મા-રીને અથવા મારના ધાકથી કબુલત કરાવવાની નથી. એમ કાયદામાં ફરમાવેલું છે. તોહોમતદાર પોતાની રાજી ખુશીથી કબુલત આપે તો તેવી કબુલત પૂરાવામાં લેઇ શકાએ. પણ લાલચથી, અથવા ધમકીથી કબુલત આપવામાં આવેલી હો-એ, તો તે પૂરાવામાં ગણાએ નહીં. ઇંગ્રેજી રાજ્યના ઇન-

સાફનો નિયમ એવો છે કે નિરપરાધી માણસ એક પણ મારો ન જાએ. તેથી આવી કબુલતો વિશે કાયદામાં જે નિયમ ઠરાવ્યા છે, તેને અનુસરીને ચાલવું જોઇએ.

પોલીસ આગળ કરેલી કબુલત ઇનસાફમાં પૂરાવા તરીકે લેઇ શકાતી નથી.

**સમન બજાવવા વિશે.**--સમન વિશે, ક્રીમીનલપ્રોસીજર કોડની કલમ ૬૮માં નીચે મુજબ ફરમાવ્યું છે.---

"આ કાયદા પ્રમાણે કોઇ કોર્ટે કાહાડેલો દરેક સમન "લખેલો જોઇએ, તથા તે *ડુપ્લીકેટ જોઇએ, અને તે ઉ-"પર સદરહુ કોરટના પ્રમુખ અમલદારે, અથવા હાઇકોર્ટે "વખતે વખતે કાનુન કરીને ફરમાવે તેવા બીજા અમલ-"દારે સહી કરવી તથા મોહોર કરવી."

સમનો ઘણું કરીને પોલીસ અમલદારે બજાવવાના હોય છે. પણ સરકાર તરફથી ઠરાવવામાં આવે તેવી કોઇ કાનુન પ્રમાણે સમન કાહાડનાર કોરટનો કોઇ અમલદાર પણ બજાવી શકે છે.

આવો સમન કોઇ પોલીસ અમલદાર તરફ કાયદેસર રીતે આવે કે જે શખસના નામનો સમન હોય તે, શખસને તે બે પ્રતો માંહેલી એક નકલ આપવી, અને અસલ ઉપર તે શખસની સમન પોહોંતાની સહી લેવી જોઇએ. અને તે નીચે સમન પોહોંચાડયાની તારીખ તથા વખત લખી રીપોર્ટ સાથે જે અમલદાર તરફથી સમન બજાવવા સારૂ આવ્યો હોય, તેના તરફ પાછો મુદતની અંદર મોકલવો જોઇએ.

જે શખસના ઉપર સમન કાહાડવામાં આવ્યો હોય

---

* બે પ્રતો.

તે જો મળી આવે, તો ઉપર પ્રમાણે નિયમ છે. પણ કદી તે શખસ ન મળે તો આવો સમન બજાવવાની બાબતમાં કાયદો નીચે પ્રમાણે છે. ક્રી. પો. કોડની કલમ ૭૦.—

"જ્યારે સમન કરેલો શખસ ઘટતી મહેનત કરતાં "ન જડે, ત્યારે તેના કુટુંબમાંના કોઇ પાકી ઉંમરના મરદ "માણસને અથવા ઇલાકાના મુખ્ય શેહેરમાં તેની સાથે ર- "હેનારા તેના ચાકરને તે સમનની એક ડુપ્લીકેટ તેને સારૂ "સોંપીને તે સમન બજાવવાનો અધિકાર છે; અને જેને સ- "દરહુ સમન આવી રીતે સોંપ્યો હોય તે શખસે, જો સ- "મન બજાવનારો અમલદાર કહેતો, તેની બીજી ડુપ્લીકે- "ટની પછવાડે તે સમન પોહોંચ્યાની સહી કરવી જોઇએ."

ઉપર બતાવ્યા પ્રમાણે જો પોતાનાથી બનતી મહેનત કર્યા છતાં પણ સમન બજાવનાર અમલદારને સહી મળી ન શકે, તો સમન જેના ઉપર થયો હોય તે શખસનું ઘણું ખરૂં રેહેવાનું ઘર અથવા ઘરવાડી હોએ, તેના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર તે સમનની જે પ્રત તેને આપવાની હોએ, તે ચોહાડવી. એટલું થએથી તે સમન યોગ્ય રીતે બજાવવામાં આવ્યો એમ કાયદેસર રીતે ગણી શકાય છે.

સમનો બજાવવા આવે, તે તુરતા તુરત બજાવવા જોઇએ, અને તે નીચે મુદતસર રીપોર્ટો કરીને મોકલવા જોઇએ. કેમકે જે કોરટથી તે સમન નિકળ્યો હોએ, તે કોરટને ઠરાવેલી મુદતે સમન વિશે ખબર પોંહોંચવી જોઇએ.

## વારંટ બજાવવા વિશે

ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૭૫ તથા ૭૬ માં વારંટ વિશે નીચે પ્રમાણે લખ્યું છે.—

"આ કાયદા પ્રમાણે કોઇ કોર્ટે કાહાડેલું દરેક પક-

"ડવાનું વારંટ લખેલું હોવું જોઇએ, અને તે ઉપર તે કો
"ર્ટના પ્રમૂખ અમલદારે, અથવા માજીસ્ટ્રેટોની બેંચ હોય
"ત્યારે, તે બેંચના કોઇ પણ મેમ્બરે સહી કરવી જોઇએ;
"અને તે ઉપર કોરટની મોહોર કરવી જોઇએ.

"જે કોરટે તે વારંટ કાહાડયું હોએ, તેણે જ્યાં સુધી
"તે રદ કરયું નથી ત્યાં સુધી, અથવા તે બજાવવામાં આવે
"ત્યાં સુધી, તે દરેક વારંટ અમલમાં રહેશે.

"હરકોઇ શખસને પકડવા સારૂ વારંટ કહાડનારી
"હરકોઇ કોરટની નજરમાં આવે તો તે કોરટ સદરહુ વા-
"રંટ ઉપર શેરો લખીને એવું ફરમાવવાને મુખત્યાર છે
કે, જો સદરહુ શખસ કોઇ અમુક વખતે અને પછી કોર્ટ
"બીજી રીતે ફરમાવે ત્યાં સુધી, તે કોરટની આગળ હા-
"જર રહેવા સારૂ જોઇએ તેટલા જામીન સાથે એકખત કરી
"આપે, તો જે અમલદારના નામનું તે વારંટ કર્યું હોય,
"તે અમલદારે સદરહુ તારણ લેવું, અને સદરહુ શખસને
"પેહેરામાંથી છુટો કરવો.

"સદરહુ શેરામાં હેઠળ કહેલી બાબતો લખવી, (અ)
"જામીનોની સંખ્યા, (બ) તેમણે તથા જે શખસને પ-
"કડવા સારૂ તે વારંટ કાહાડેલું હોય, તેણે જે રકમનો મુ-
ચરકો કરી આપવો તે, તથા (ક) જે વખતે તેણે કોરટ-
"ની આગળ હાજર રહેવું તે.

"જ્યારે આ કલમ પ્રમાણે તારણ લેવામાં આવે ત્યારે
"જે અમલદારના નામનું સદરહુ વારંટ કરયું હોએ, તે અ-
"મલદારે સદરહુ ખત સદરહુ કોરટની ઉપર રવાના કરવું.

કાયદો એવો છે કે આવું પકડવાનું વારંટ ઘણું કરીને
એક અથવા વધારે પોલીસ અમલદારના નામનું કાહાડવું

જોઇએ પણ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટની કોરટ શિવાએ બીજી કોઇ પણ કોરટે કાહાડયું હોય તો, જો તે વારંટ તુરત બજાવવાનું હોએ, અને કોઇ પોલીસ અમલદાર તુરત મળી ન આવે તો, કોઇ પણ શખસના નામનું કાહાડી શકે. અને જે શખસના નામનું કાહાડયું હોએ, તેણે તે વારંટ કાયદેસર રીતે બજાવવુંજ જોઇએ.

જે પોલીસ અમલદારના નામનું વારંટ કાહાડયું હોએ તે અમલદાર વારંટ બજાવી શકે. તેમજ તેવો અમલદાર તે વારંટ પછાડી બીજા કોઇ પોલીસ અમલદારનું નામ લખે તો તેવો અમલદાર પણ વારંટ બજાવી શકે.

હવે વારંટ, પકડવાનું હોય, તો જે શખસને પકડવાને વારંટમાં ફરમાવ્યું હોય. તે શખસને તે વારંટનો સાર કહેવો. અને જો તે માગે તો તેને વારંટ બતાવવું જોઇએ.

વારંટમાં તારણ લેવા વિશે કાંઇ ફરમાન ન હોએ તો, પકડેલા શખસને વગર ઢીલે કાયદા પ્રમાણે જે કોરટ આગળ તેને રજુ કરવો જોઇએ, તે કોરટ આગળ લઇ જવો. આવું પકડવાનું વારંટ અમુક જગાએ બજાવી શકાએ એમ નથી. જેને વિશે વારંટ કાહાડવામાં આવ્યુ હોએ તે બ્રિટીશ હિંદુસ્તાનમાં જ્યાં હોએ, ત્યાં વારંટ બજાવી શકાય. પણ એવો નિયમ છે કે જે કોરટે વારંટ કાહાડયું હોય, તેની સ્થાનીક હકુમતની બહાર વારંટ બજાવવાનું હોએ, તો જે જગાએ વારંટ બજાવવું હોએ, તે જગા જે માજીસ્ટ્રેટની અથવા પોલીસ અમલદારની સ્થાનીક હદમાં હોએ, તેના ઉપર આવું વારંટ, કોર્ટે, ટપાલ માર્ગે મોકલવું. જે માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર ઉપર આવું વારંટ મોકલવવામાં આવે તેણે તેની પાછળ પોતાની સહી કરવી. અને પોતાની હદમાં એ વારંટ

બજાવી શકાતું હોએ તો બજાવવું.

હકુમતની બહાર બજાવવા સારૂ પોલીસ અમલદારના નામનું લખેલું વારંટની બાબતમાં કાયદો નીચે પ્રમાણે છે.–

*"જ્યારે કોઇ પોલીસ અમલદારના નામનું કાહાડેલું "વારંટ જે કોર્ટે તે વારંટ કાહાડયું હોએ, તે કોર્ટની હકુમ "તની સ્થાનીક હદની બહાર બજાવવું હોએ, ત્યારે જે માજી- "સ્ટ્રેટની, અથવા જે અમલદારના હવાલામાં કોઇ થાણું હોય "તે અમલદારના કર્તાં ઉતરતા દરજ્જાનો ન હોએ એવા જે "પોલીસ અમલદારની હકુમતની સ્થાનિક હદમાં તે વારંટ "બજાવવું હોએ તે માજીસ્ટ્રેટની અથવા પોલીસ અમલ- "દારની પાસે સહી કરાવવા સારૂ તેણે તે વારંટ સામાન્યતઃ "લેઇ જવું. સદરહુ માજીસ્ટ્રેટે અથવા પોલીસ અમલદારે તે "વારંટની પાછળ પોતાના નામની સહી કરવી, અને સદરહુ "સહી ઉપરથી, જે પોલીસ અમલદારના નામનું સદરહુ વા- "રંટ કાહાડયું હોએ તે પોલીસ અમલદારને તે વારંટ સદ- રહુ હદમાં બજાવવાનો પુરતો અધીકાર મળશે, અને સદરહુ "અમલદાર કહેતો સ્થાનિક પોલીસે તેને સદરહુ વારંટ બ- "જાવવામાં મદદ કરવી.

"જે માજીસ્ટ્રેટની અથવા પોલીસ અમલદારની હકુ- "મતની સ્થાનિક હદમાં સદરહુ વારંટ બજાવવું હોએ, "તે માજીસ્ટ્રેટની અથવા પોલીસ અમલદારની સહી મેળવ- "વાથી જે ઢીલ થાએ તેથી સદરહુ બજાવણી થતી અટ- "કશે એવું માનવાનું જ્યારે કારણ હોએ ત્યારે જે પોલીસ "અમલદારના નામનું તે વારંટ કાહાડયું હોએ તે પોલીસ "અમલદાર તે વારંટ કાહાડનારી કોર્ટની હકુમતની સ્થાનિક "હદની બહાર કોઇ પણ જગામાં સદરહુ સહી લીધા વ-

---

*ક્રી. પ્રો. કોડ. કલમ. ૮૪.

"ગર તે વારંટ બજાવવાને મુખ્ત્યાર છે."

વળી–"જ્યારે પકડવાનું કોઇ વારંટ, જે જીલ્લામાં તે "વારંટ કાહાડયું હોએ, તેની બહાર બજાવ્યું હોએ, ત્યારે "જે કોર્ટે તે વારંટ કાહાડયું હોએ તે કોર્ટ, પકડવાની જ- "ગાથી વીસ માઇલની અંદર ન હોએ તો, અથવા જે મા- "જીસ્ટ્રેટની અથવા પોલીસ કમીશ્નરની હકુમતની સ્થાનિક "હદમાં પકડવાનું કામ કર્યું હોએ તે માજીસ્ટ્રેટ અથવા પો- "લીસ કમીશ્નર કર્તાં સદરહુ કોરટ પાસે ન હોએ તો. અ- "થવા ૭૬મી કલમ પ્રમાણે તારણ લીધું ન હોએ તો પ- "કડેલા શખસને સદરહુ માજીસ્ટ્રેટની અથવા કમીશનરની "આગળ લઇ જવો.

"જે કોર્ટે સદરહુ વારંટ કાહાડયું હોએ તેણે જે શખ- "સ ધારેલો, તેજ પકડેલો શખસ છે એવું જણાય, તો સ- "દરહુ માજીસ્ટ્રેટે અથવા કમીશનરે તે શખસને પેહેરામાં આ- "પીને સદરહુ કોરટની પાસે લઇ જવાનું ફરમાવવું; પણ એવું "ઠરાવ્યું છે કે જો જામીન લઇ શકાએ એવો ગુન્હો હોએ, "અને તે શખસ સદરહુ માજીસ્ટ્રેટની અથવા કમીશનરની "ખાત્રી લાયક જામીન આપવાને તૈયાર તથા રાજી હોએ, "અથવા ૭૬ મી કલમ પ્રમાણે તે વારંટ ઉપર શેરો લ- "ખીને હુકમ કરેલો હોએ, અને તે શખસ સદરહુ હુકમથી ફ- "રમાવેલું તારણ આપવાને તઇયાર તથા રાજી હોએ, તો "તે માજીસ્ટ્રેટે અથવા કમીશનરે સદહુ જામીન અથવા "તારણ, જેમ હોય તેમ, લેવું, અને જે કોર્ટે વારંટ કાહા- "ડયું હોએ તેની ઉપર તે ખત રવાના કરવું.

"આ કલમ માંહેના કોઇપણ મજકુરથી કોઇ પોલીસ "અમલદારને ૭૬મી કલમ પ્રમાણે તારણ લેવાની મના છે;

"એમ સમજવું નહીં."‡

**કાયદા પ્રમાણે પકડવા બાબત સામાન્ય નિયમ.**

પકડવાની બાબતમાં કાયદાનો નિયમ નીચે પ્રમાણે છે.†

"કોઇ શખસને પકડવો તે એવી રીતે કે જે પોલીસ "અમલદાર અથવા બીજો શખસ પકડતો હોએ, તેણે તે "શખસના શરીરને ખરેખર અડકવું અથવા કેદ કરવું; પણ "જો તે શખસ કાંઇ બોલીને અથવા કાંઇ કરીને પેહેરાને "તાબે થાએ, તો તેમ કરવું નહીં"—

જેને કાયદેસર રીતે પકડવાનો હોએ, તે શખસ પોતાને પકડવાની બાબતમાં સામો થાએ, અથવા પોતે ન પકડાએ એવું કાંઇ કરે, તો તેને પકડી લેવા સારૂ જે કાંઇ ઉપાએ પકડનાર અમલદારને યોગ્ય લાગે, તે કરવાને તેને કાયદેસર રીતે સત્તા છે પણ જે શખસને પકડવાનો હોએ, તે શખસ ઉપર જે દેહાંત શિક્ષા થઇ શકે અથવા જીંદગી સુધી કાળા પાણીની સજા થઇ શકે એવા ગુન્હાનું તોહોમત ન આવ્યું હોએ, તો તે શખસનું મોત આણી શકાએ નહીં; કે મકે ઉપલી કલમ પ્રમાણે તેમ કરવાની સત્તા ન સમજવી.

જેને પકડવાનો હોએ, તે માણસ કળી કોઇ જગામાં પેસી ગયો છે એમ માનવાનું કારણ હોએ, તો તે જગામાં જે રેહેતો હોએ, અથવા જેના હવાલામાં તે જગા હોએ, તે માણસે પકડવા આવનાર પોલીસ અમલદારને તેની માગણીથી તે જગામાં જવા દેવો જોઇએ. એટલુંજ નહીંપણ તેમાં શોધ કરવા પોતાનાથી બને તેટલી મદદ આપવી જોઇએ. પણ કળી અંદર ન જવાએ તો *"ગમે તે પ્રસંગે વારંટ પ્રમાણે કામ કરનારા શખસને, અને જે પ્રસંગે વા-

‡ ક્રી. પો. કોડની કલમ ૮૫–૮૬. †કલમ. ૪૬. * ૪૮

"રંટ કહાડવાનો અધીકાર હોએ, પણ જે શખ્સને પકડવો
"છે તેને નાહાસી જવાની તક આપ્યા વગર તે વારંટ મળી
"શકતું નહોએ એવે કોઇપણ પ્રસંગે કોઇ પોલીસ અમલદારને
"સદરહુ જગામાં પેસીને તેમાં શોધ કરવાનો અખ્ત્યારછે અને,
"તેણે પોતાનો અખ્ત્યાર તથા આવવાનું કારણ જા-
"હેર કર્યા પછી, તથા મને પેસવા દો, એમ યોગ્ય રીતે ક-
"હ્યા પછી, તેને અંદર જવાનો બીજી રીતે લાગ ન મળે,
"તો તેને સદરહુ જગામાં પેસવાને માટે કોઇ પણ ઘર અ-
"થવા જગાના બહારનો કે માંહેનો દરવાજો અથવા બારી
"ફોડવાનો અખ્ત્યાર છે, પછી તે ઘર કે જગા જે માણસને
"પકડવો છે તેની હોએ, કે કોઇ બીજા શખ્સની હોએ તોપણ.
"પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની કોઇ જગા
"ઓરડો હોયે તેમાં (જે શખ્સને પકડવો હોએ તે શખ્સ
"ન હોએ એવી) કોઇ બાયડી ખરેખાત રહેતી હોએ, અને
"તે બાયડી રીવાજ પ્રમાણે ચાર લોકમાં મોઢું દેખાડતી ન
"હોએ, તો સદરહુ શખ્સે અથવા પોલીસ અમલદારે સદરહુ
"ઓરડામાં પેસતાં પેહેલાં સદરહુ બાયડીને ખબર આપવી
"કે તમને એ ઠેકાણેથી નિકળીને બીજે ઠેકાણે જવાની છુટ
"છે, તથા તે બાયડીને ત્યાંથી નિકળી જવું જેમ સેહેલ પડે
"તેવો દર એક ઘટતો ઉપાએ કરવો, અને પછી તે સદરહુ
"ઓરડો ફોડીને તેમાં પેસવાને મુખ્ત્યાર છે."

દરવાજો અથવા બારી ફોડવાના અધિકાર વિશે કાય-
દો નીચે પ્રમાણે છે.--

*"જે પોલીસ અમલદારને અથવા બીજા શખ્સને
"પકડવાનો અધિકાર આપ્યો હોએ, તે પોલીસ અમલદાર-

*ક્રી. પો. કોડ. કલમ ૪૯

ને અથવા બીજા શખસને કોઇ પણ ઘરનો અથવા જગાનો "બહારનો અથવા માંહેનો દરવાજો અથવા બારી ખુદ પોતા-"ને છોડવવા સારૂ, અથવા પકડવા સારૂ કાયદાસર રીતે પે-"ઠેલા જે માણસને તે ઘરમાં અથવા જગામાં અટકાવી રા-"ખ્યો હોએ, તેને છોડવવા સારૂ ફોડીને રસ્તો કરવાનો અ-"ખત્યાર છે."

કાયદામાં એવું ઠરાવ્યું છે કે જે શખસને પકડયો હો-એ, તે શખસને નાહાસી જતો અટકાવવા સારૂ જેટલા પ્ર-તિબંધની જરૂર હોએ, તેથી વધારે પ્રતિબંધ કરવો ન-હીં જોઇએ.

**જડતી તથા પંચાતનામાં વિશે**—પકડેલા શખસનો ઝાડો લેવાની બાબતમાં એટલું જાણવું જોઇએ કે—

૧ જે વારંટ ઉપરથી કોઇ શખસને પોલીસ તરફથી પકડવામાં આવ્યો હોએ તે વારંટમાં જામીન લેવાનું ફરમા-વ્યું ન હોએ, અથવા.

૨ વારંટમાં જામીન લેવાનું લખ્યું હોએ, પણ લાય-ક જામીન, પકડાએલો શખસ જો આપી ન શકતો હોએ, તો—અથવા.

૩ કોઇ શખસને કાયદેસર રીતે વગર વારંટે પકડવા-માં આવ્યો હોએ, અથવા કોઇ ખાનગી શખસે વારંટને અ-નુસરીને પકડયો હોએ, અને કાયદા પ્રમાણે પકડાએલા શ-ખસના જામીન લઇ શકાતા ન હોએ અથવા તે જામીન આપી શકતો ન હોએ,—તો.

જે પોલીસ અમલદારે પકડયો હોએ, તે અમલદાર, અથવા જ્યારે ખાનગી શખસે પકડયો હોએ ત્યારે જે પોલી-સ અમલદારના હવાલામાં આવા ખાનગી માણસે પકડેલા

શખસને આપ્યો હોએ, તે પોલીસ અમલદાર, પકડાએલા શખસનો ઝાડો લેવા મુખત્યાર છે. અને જરૂર જોગ પેહેરવાનાં કપડાં શિવાએ પકડેલા શખસના શરીર ઉપર જે કાંઇ વસ્તુ જડે, તે તમામ લઇને સંભાળી રાખવા તેને કાયદા પ્રમાણે સત્તા છે.

કોઇ બાયડીનો ઝાડો લેવાની જરૂર હોએ, ત્યારે મરદે ઝાડો લેવો નહીં જોઇએ પણ કોઇ બાયડી પાસે ઝાડો લેવડાવવો જોઇએ; અને ઝાડો લેવડાવતાં લોક લજ્જાના નિયમ ઉપર સારી પેઠે નજર રાખવી જોઇએ.

ઉપર પ્રમાણે જે શખસ પકડાયો હોએ, તેની પાસે મારવાનાં હથીઆર હોએ, તે પકડનારો અમલદાર અથવા બીજો કોઈ શખસ લેઇ લેવા મુખત્યારછે. અને કાયદાને અનુસરીને આવા પકડાએલા શખસને જ્યાં રજુ કરવામાં આવે, ત્યાં આવાં હથીઆરો પણ રજુ કરવાં જોઇએ. વળી ક્રી. પો. કોડની કલમ. ૯૮ માં નીચે પ્રમાણે ફરમાવ્યું છે.

"જો કોઈ જીલ્લા માજીસ્ટ્રેટને, પેટા તુકડી માજીસ્ટ્રેટને પ્રેસીડન્સી માજીસ્ટ્રેટને, અથવા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને "ખબર મળ્યા ઉપરથી તથા તેની નજરમાં જરૂર જણાએ "તેવી ચોકશી કર્યા પછી એવું માનવાનું કારણ હોએ કે ફ"લાણી જગા ચોરીની મિલકત મુકવા સારૂ અથવા વેચ"વા સારૂ વાપરવામાં આવે છે,

"અથવા બનાવટના દસ્તાવેજો, ખોટી મોહોરો, અથ"વા ખોટા સ્ટાંપ અથવા શિક્કા, અથવા ખોટા શિક્કા અથ"વા સ્ટાંપ બનાવવાના અથવા ખોટા દસ્તાવેજ બનાવવાનાં હ"થીઆરો અથવા સામન મુકવા અથવા વેચવા અથવા બ"નાવવા સારૂ વાપરવામાં આવે છે,

"અથવા ફલાણી જગાએ કોઇ પણ બનાવટના દસ્તા-
"વેજો, ખોટી મોહોરો, અથવા ખોટા સ્ટાંપ અથવા શિક્કા,
"અથવા ખોટા શિક્કાઅથવા સ્ટાંપ બનાવવા માટે અથવા ખોટા
"દસ્તાવેજ બનાવવા માટે વાપરવાના હથીઆરો અથવા સા-
"મન રાખવામાં અથવા મુકવામાં આવ્યાં છે,

"તો કાન્સ્ટેબલના કર્ત્તા ઉંચા દરજ્જાના કોઇ પણ પો-
"લીસ અમલદારને તે પોતાના વારંટથી હેઠળ લખ્યા પ્રમા-
"ણે અધિકાર આપવાને મુખત્યાર છે.–

"(અ) જેટલી મદદ જોઇએ તેટલી મદદ લઇને સદરહુ
"જગામાં પેસવાને, તથા

"(બ) વારંટમાં લખેલી રીતે તે જગાનો ઝાડો લેવાને, તથા

"(ક) કાંઇ મિલકત, દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ અથ-
"વા શિક્કા તે જગાએ જડે, અને તે મિલકત ચોરીની છે, અ-
"અથવા ગેરકાયદેસર મેળવેલી છે, અથવા તે દસ્તાવેજો બ-
"નાવટના છે અથવા તે મોહોરો ખોટી છે, અથવા તે સ્ટાંપ અ-
"થવા શિક્કા ખોટા બનાવેલા છે, એવો તેને શક આવેતો તે
"મિલકતનો, દસ્તાવેજોનો, મોહોરોનો, સ્ટાંપનો અથવા શિક્કા-
"ઓનો અને વળી સદરહુ પ્રકારના કાંઇ પણ હથિઆરોનો
"તથા સામનનો કબજો લેવાને, તથા

"(ડ) સદરહુ મિલકત, દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ, શિક્કા,
"હથિઆરો અથવા સામન કોઇ માજીસ્ટ્રેટની આગળ લઇ
"જવાને, અથવા જ્યાં સુધી ગુન્હેગારને માજીસ્ટ્રેટની આ-
"ગળ લઇ જવામાં આવ્યો ન હોએ, ત્યાં સુધી તેજ જ-
"ગાએ સંભાળી રાખવાને, અથવા કોઇ નિર્ભય જગાએ તે-
"ની બીજી રીતે વ્યવસ્થા કરવાને, તથા

"(ઇ) સદરહુ પ્રકારની કોઇ મિલકત ચોરેલી છે, અ-

"થવા બીજી રીતે ગેર કાયદેસર મેળવેલી છે, અથવા સ-
"દરહુ દસ્તાવેજો. મોહોરો, સ્ટાંપ, શિક્કા, હથિઆરો અ-
"થવા સામન ખોટો બનાવેલો છે, અથવા સદરહુ હથિઆ-
"રો અથવા સામાન ખોટા શિક્કા અથવા સ્ટાંપ બનાવવા માટે
"અથવા ખોટા દસ્તાવેજ બનાવવા માટે વાપરેલોછે, અથવા
"વાપરવા માટે યોજેલો છે, એવું જાણ્યા છતાં અથવા એ
"વો શક લાવવાને વાજબી કારણ છતાં ફલાણા શખસે સ-
"દરહુ પ્રકારની મિલકત, દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ, શિ-
"ક્કા, હથિઆરો અથવા સામાન મુકવામાં, વેચવામાં, અ-
"થવા બનાવવામાં, અથવા રાખવામાં અંદરખાનેથી ભાગ
"લીધેલો છે, એવું જણાય તેવો જે શખસ સદરહુ જગાએ
"માલુમ પડે તે શખસને પેહેરામાં લેવાને તથા કોઈ મા-
"જીસ્ટ્રેટની આગળ લઇ જવાને."

હકુમતની બહાર ઝાડો લેતાં જડેલી વસ્તુઓની વ્ય-
વસ્થા કેમ કરવી, તે વિશે કાયદો નિચે પ્રમાણે છે———

*"જે કોરટે ઝાડો લેવાનું વારંટ કહાડયું હોએ, તે
"કોર્ટની હકુમતની સ્થાનિક સીમાની બહાર કોઇ પણ જગા
"એ તે વારંટ બજાવતાં જે વસ્તુઓને માટે ઝાડો લેવામાં
"આવે, તેમાંની કોઇ પણ વસ્તુઓ જડે, ત્યારે સદરહુ વ-
"સ્તુઓ તેમજ આ કાયદામાં આગળ કહેલા ઠરાવો મુજબ
"તે વસ્તુઓની તઇયાર કરેલી ટીપ તાબડતોબ તે વારંટ
"કાહાડનારી કોર્ટની આગળ લઇ જવી; પણ સદરહુ જગા
"તે કોર્ટ કર્ત્તા જે માજીસ્ટ્રેટને તે જગામાં હકુમત હોએ,
"તે માજીસ્ટ્રેટની વધારે નજીક હોએ, તો, તે ટીપ અને તે

---

* Section 99 of the Criminal Procedure Code.

"વસ્તુઓ સદરહુ માજીસ્ટ્રેટની આગળ લઇ જવી; અને, જો "વિરૂદ્ધ પડતું પાકું કારણ ન હોએ તો, સદરહુ માજીસ્ટ્રે-"ટે હુકમ કરીને તે ટીપ તથા વસ્તુઓ સદરહુ કોર્ટની પા"સે લઇ જવાનો અધીકાર આપવો."

ઝાડાડો લેવાની બાબતમાં સામાન્ય ઠરાવો છે, તે જાણવા જોઇએ —

જે જગાનો ઝાડાડો લેવાનો હોએ, તે જગા બંધ હોએ, તો જે શખસ તે જગામાં રેહેતો હોએ, અથવા જે શખસના હવાલામાં તે જગો હોએ, તે શખસે વારંટ બજાવનાર અમલદારની માંગણી ઉપરથી, અને વારંટ બતાવેથી, તે અમલદારને તે બંધ જગામાં જવા દેવો. એટલુંજ નહીં, પણ શોધ સેહેલથી થઇ શકે, તે સારૂ જે કાંઇ ઉપાયની જરૂર પડે, તે કરવા જોઇએ.

સદરહુ જગામાં જવા દેવામાં અડચણ થાયતો પેસ્તર કલમ ૪૮ (પાને ૧૦૮) આપેલીછે, તે મુજબ અમલ કરવો.

ઝાડો લેવાનો હોએ, ત્યારે તે લેતાં પેહેલાં, તે મોહોલ્લાના અથવા તે ડીવીઝનના બે અથવા વધારે આબરૂદાર રેહેવાશીઓને, બોલાવવા જોઇએ. તેઓને ઝાડો લેતી વખતે હાજર રાખવા જોઇએ, તથા તે જોવા સારૂ બોલાવવા જોઈએ.

ઝાડો લેવામાં આવે, તે આવા આબરૂદાર લોકો બોલાવ્યા હોએ તેઓની આગળ, એટલે, પંચની સમક્ષ યાને "વિદમાન" લેવો; અને ઝાડો લેતી વખતે જે જે ચીજો જડી હોએ, અને જે જે જગાએથી જડી હોએ, તે ચીજોની તથા જગાની ટીપ ઝાડો લેનાર અમલદારે અથવા બીજા કોઇ શખસે તૈયાર કરવી, અને તેની ઉપર, ઉપર કહયો

પ્રમાણેના આબરૂદાર લોકો જેને બોલાવ્યા હોએ, તેઓએ સહી કરવી.

આ રીતે બોલાવવામાં આવેલા પંચોને કોર્ટ સાક્ષીમાં બોલાવે, તો આવવું જોઇએ; પણ નહીં તો, પોલીસે તેઓને કોર્ટમાં સાહેદ દાખલ હાજર થવા હુકમ કરવો નહીં જોઇએ.

વળી આવો ઝાડો લેવાતો હોએ, ત્યારે જે જગાએ ઝાડો લેવાતો હોએ, તે જગાનો ભોગવટો કરનારને અથવા તેની તરફથી કોઇ શખસને, હાજર રાખવો જોઇએ. અને કબી એવો શખસ માંગેતો, ઉપર કહ્યા પ્રમાણે તૈયાર કરેલી ટીપની એક નકલ પંચોની સહી કરાવીને આપવી જોઇએ.

આ શીવાએ આ ચોપડીના બીજા ભાગમાં જડતી તથા પંચાતનામાં વિશે કેટલીક હકીગત આપી છે, તેથી આ વિશય વધારે સમજી શકાશે.

**ગુન્હો સાબીત થવા જેવો પુરાવો હોએ તો કેમ કરવું**—પોલીસનું થાણું જેના હવાલામાં હોએ, એવા કોઇ અમલદારે પોતાના થાણાની હદમાં કોઇ શખસને વગર વારંટે પકડ્યો હોએ, તોતેમ કર્યાનો તુરત રીપોર્ટ કરી જીલ્લાના ડીસટ્રીકટ માજીસ્ત્રેટ તરફ રીપોર્ટ મોકલી દેવો જોઇએ.

પોલીસે પકડેલા શખસને જાદેમાં જાદે ચોવીસ કલાક સુધી પોલીસ પોતાના કબજામાં અટકાવમાં રાખી શકે છે. એટલે જ્યારે તેણે કરેલા ગુન્હાની તપાસ પોલીસ કરતી હોએ, ત્યારેજ રાખી શકાએ છે એમ સમજવું. તોપણ હંમેશાજ આટલી મુદત સુધી અટકાવામાં રાખી મુકવો એમ નથી. તે કામની તપાસમાં જરૂર પડે તેટલીજ મુદત સુધી અટકાવમાં રાખી મુકવો. પણ ઘણામાં ઘણી મુદત ચોવીસ કલાકની સમજવી. પણ કબીએ ચોવીસ કલાકમાં પોલી-

સ પોતાની તપાસ પૂરી કરી ન રહે, અને તેને જાદે અટકાવમાં રાખવાની જરૂર હોએ તો તેવા અમલદારે પોતાની ડાએરીની નકલ સાથે તોહોમતવાળાને કોઇ માજીસ્ત્રેટ તરફ મોકલી દેવો જોઇએ. જે ગુન્હા માટે તોહોમતદારને પકડયો હોએ, તે ગુન્હો જેને સાંભળવાનો અખ્ત્યાર હોએ, તેવાજ માજીસ્ત્રેટ આગળ તોહોમતદારને ઉપર પ્રમાણે મોકલવો એમ નથી. પણ ગમે તે માજીસ્ત્રેટ આગળ મોકલી શકાએ. જાદેમાં જાદે પંદર દીવસ સુધી આ પ્રમાણે તોહોમતદારને અટકાવમાં રાખવા માજીસ્ટ્રેટ હુકમ આપી શકે. કબી જાદે અટકાવમાં રાખવાની મંજુરી ન મળી શકે, તો તોહોમતદારને અખ્ત્યારવાળા માજીસ્ત્રેટ આગળ મોકલી દેવો.

ઉપર પ્રમાણે તપાસ કરનાર પોલીસ અમલદારે એક રોજનામું એટલે "ડાએરી" રાખવી જોઈએ. તેમાં ગુન્હાની ખબર અથવા ફરીઆદ ક્યારે મળી, ક્યારે તપાસ શરૂ કરી, ક્યારે બંધ કરી, શું શું તપાસ કરી, કયા તોહોમત ઉપરથી તપાસ કરી, કઈ કઇ જગોએ જાતે ગયા ને જોઇ, શું શું પૂરાવો લીધો, તોહોમતદારને ક્યારે પકડયો, સાહેદીઓ કયા કયા લીધા, અને તેઓની શું જુબાની થઈ છે, તોહોમતદાર અટકાવમાંછે, કે જામીન ઉપર, એ વિગેરે તમામ હકીગત લખી રોજના રોજ આવી 'ડાએરી' તૈયાર કરી જીલ્લાના પોલીસ સુપરીનટેન્ડન્ટ તરફ દરરોજ રવાના કરવી જોઇએ. અને પોતાના તરફ આવી 'ડાએરી'ની એક ચોપડી રાખવી જોઇએ.

એકંદર તપાસ થઇ રહ્યા પછી જો તે પોલીસ અમલદારને એમ જણાય, કે તોહોમતદારને ઈનસાફ થવા સાર મોકલવાનું વ્યાજબી કારણ છે, અથવા જોઇતો પૂરાવો

છે, તો પછી તોહોમતદારને અટકાવમાં રાખી જે માજીસ્ટ્રેટ તે ગુન્હાનું કામ કાયદેસર ચલાવી શકતો હોએ, તેના તરફ મોકલી દેવો. પણ જો તે ગુન્હો એવો હોએ, કે તેના કાયદાસર જામીન લેઇ શકાએ, અને તોહમતદાર આબરૂદાર અને ખાત્રી લાયક જામીન આપે, તો જામીન લેવા; અને સદરહુ તોહોમતદાર ઠરાવેલે દીવસે અને તે પછીના દીવસે બીજી રીતે હુકમ ન થાએ, ત્યાં સુધી સદરહુ માજીસ્ટ્રે-ટની કોરટમાં બરાબર હાજર રહે, તેવો જામીન લેઇ કાયદે-સર બંદોબસ્ત કરવો.

તે કામના સંબંધમાં કાંઇ હથીઆર અથવા કાંઇ વ-સ્તુ અથવા માલ હોએ, અથવા દાકતરનું શરટીફીકેટ, અ-થવા પંચાતનામું હોએ. તે પણ સદરહુ માજીસ્ટ્રેટ આગળ મોકલી દેવું જોઈએ. અને ફરીઆદી તથા બીજા જે જે માણુસો તે કામની હકીગતથી જાણીતા હોએ, અને ઇન-સાફના કામમાં સાક્ષી સારૂ મોકલવાના હોએ, તેઓના મુચરકા લેઇ, સદરહુ માજીસ્ટ્રેટ આગળ મુદતે હાજર રેહે. એવી તજવીજ કરવી જોઇએ.

ક્રી. પો. કોડની કલમ ૧૭૩માં કહ્યા મુજબનો રી-પોર્ટ પણ મોકલવો જોઇએ. લંબાણ થઇ જાએ, તેથી તે તમામ હીંયા આપ્યું નથી. પણ કાયદો જોવાથી માલમપડશે.

પોલીસ આગળ સાક્ષીઓની જુબાનીનું ટીપણ થાએ, તેમાં સાક્ષીની સહી ન લેવી જોઈએ.

**ગુન્હો સાબીત થવા જેવો પુરાવો ન હોય તો કેમ કરવું.**—પણ જો ગુન્હો સાબીત થવા જેવો પૂરાવો ન હોએ તો, તોહોમતદાર અટકાવમાં હોએ તો એકદમ જાત મુચરકા ઉપર અથવા જામીન લઈને તેને અટકાવમાંથી

મુકત કરવો; અને કામની એકંદર હકીગતનો રીપોર્ટ અખત્યારવાળા માજીસ્ત્રેટ તરફ કરી મોકલવો જોઇએ. ત્યાંથી જમાનીખત, મુચરકો વિગેરે રદ થવા, તથા કામમાં ગુન્હો નહીં ગણવા, હુકમ મળે, તે મુજબ અમલ થવો જોઇએ.

**પુરાવો મેળવવાની રીત.**—હરેક કામમાં કેવીરીતે પૂરાવો મેળવવો એ વિશે અમુક નિયમ બતાવી શકાતો નથી. જેવી અમલદારની હોશીઆરી, તથા ચાલાકી, અને જેવા પ્રકારનો ગુન્હો, તે ઉપર વિચાર કરી, કાયદાને અનુસરી. જે જે પૂરાવા જોઇએ, તે એકઠો કરવો જોઇએ. કોઇ કામમાં મહાવ્યથા અથવા ખુન અથવા એવાં બીજાં તોહોમત હોએ, ત્યારે જેને મહાવ્યથા થઇ હોએ તે શખસને, અથવા મોત થયું હોએ, તો લાશને, અથવા જેને અને જે કાંઇ વસ્તુ મોકલવાનું હોએ, તે દાક્તર તરફ કાયદેસર મોકલીને સરટીફીકેટ વિગેરે યથાસ્થિત મેળવવું જોઇએ. લોહીવાળી લાકડી, તલવાર અથવા બીજાં કાંઈ હથીઆર, લોહીવાળાં કપડાં, અથવા બીજાં કપડાં, ઝેરથી મોત થયું હોએ વીગેરેમાં ઝાડો, ઉલટી, એ વિગેરે બધી હકીગત વિશે રીતસર દાક્તરનું શરટીફીકેટ મેળવવા તજવીજ થવી જોઈએ. અને કાયદેસર પંચાતનામાં થવાં જોઇએ. તોહોમતદાર ગુન્હો કબુલ કરતો હશે, તો માજીસ્ત્રેટ આગળ કબુલત થવા, તથા માણસ મરી જાએ તેવો કોઇ હોએ, તો તેની મરતી વખતની જુબાની, આ વિગેરે યથાસ્થીત તજવીજ થવી જોઇએ. જે જે માણસો હકીગત જાણતા હોએ, તેવામાંથી જરૂર પડતા માણસો પૂરાવામાં દાખલ કરવા. ઘણાં માણસો મોકલવાથી ફાયદો છે એમ નથી. જે હથીઆર વિગેરેથી ગુન્હો થયો હોએ એમ માનવામાં આવતું હોએ

અથવા શક પડતો હોએ, તેનું હથીઆર વિગેરે જુદું રાખીને તે ઉપર ઓળખવા સારૂ ચીઠી ચોહોડી રાખવી; અથવા બીજી નિશાની કરી રાખવી; અને કામની સાથે માજીસ્ત્રેટ તરફ મોકલવી. જે ચીજને મુકરદમા સાથે કાંઇ સંબંધ નથી, એવી ચીજ કદી પણ જપત કરવી ન જોઇએ. અને માજીસ્ત્રેટ આગળ મોકલવી નહીં જોઇએ. સાક્ષીમાં દાખલ થયો હોએતો પોલીસ અમલદારે મુકદમાના સંબંધમાં જે કાંઇ તપાસ અગર ચોકસી કરી હોએ, તેનું યથાસ્થિત અને ખરૂં વર્ણન કોરટમાં આપવું જોઇએ; ખોટી હકીગત અગર ખોટો પૂરાવો કદી પણ કરવો નહીં જોઇએ. આ તથા બીજી ઘણીક હકીગત ઉપર વિચાર કરી પૂરાવો તૈયાર કરવો જોઇએ. તમામ હકીગત હીંયા આપી શકાતી નથી. કેમકે તે કાયદાની તથા અનુભવની વાત છે. અને તેની સાથે અમલદારની હોંશીઆરી તથા ચપળતા ઉપર આધારરાખેછે.

**અકસ્માત મોતવિશે**—અકસ્માત મોત થયું હોએ, તે વિશે શી રીતે કરવું તે બાબત ખુલાસેથી આ ચોપડીના બીજા ભાગમાં આપ્યું છે, તેથી કેટલીક હકીગત મળી આવશે. પણ એટલુંજ હાલ જણાવવાની જરૂર છે કે જ્યારે પોલીસ થાણું જેના હવાલામાં હોએ, એવા કોઇ અમલદારને આપઘાત બાબતની, અગર અકસ્માત, અગર શક પડતાં મોતની કાંઇ ખબર મળે, કે તુરત પાસેમાં પાસેના માજીસ્ત્રેટ જેને પંચાતનામું કરવાનો અધિકાર હોએ, તેના તરફ ખબર આપી, જ્યાં લાશ હોએ તે જગા ઉપર જવું જોઇએ. અને તે મોહોલ્લાના બે અથવા જાદે આબરૂદાર માણસોને બોલાવી પંચાતનામું કરવું. અને મોત શાથી થયેલું જણાએ છે, અને જખમ હોએ, તો તે શાથી અને

કેવા હથીઆરથી થએલા જણાએ છે, કેટલા લંબાઈ પોહો- ળાઇના, કઇ બાજુથી કઇ બાજુ તરફના, કેટલા ઉંડા, એ વિગેરે બાબત નક્કી કરી, તથા જાણીતા શખસોની જુબા- નીનું ટીપણ લઈ એક રીપોર્ટ ઘડી કાહાડવો. અને તે પો- લીસ હાલીસરે તથા પંચ પૈકી જે લોકો તેના અભીપ્રાયો ને મળતા આવતા હોએ, તે લોકોએ આ રીપોર્ટ ઉપર સ- હીઓ કરવી જોઇએ. અને આવો રીપોર્ટ જીલ્લાના ડીસટ્રી- કટ માજીસ્ત્રેટ તરફ મોકલી દેવો. અને કાગળોની નકલ જીલ્લા- ના પોલીસ સુપરીનટેન્ડન્ટ તરફ મોકલવાનો રીવાજ રાખ- વો જોઇએ.

મોત વિશે કાંઇ શક પડતો હોએ, તો સરકારે કરેલી કાનુનો ને અનુસરીને તે લાશ દાકતર તરફ મોકલી દેવી જો- ઇએ. પણ રસ્તાની લંબાઇને લીધે અને હવાને લીધે લા- શ દાકતર તરફ પોહોચતાં સડી જશે, એમ જણાતું હો- એ, તો ન મોકલવી.

**ઝેર ખવાડવાથી અથવા એવા કોઇ કારણથી મો ત થયું હોએ. તે વખતે શીશી બાબતોની તપાસ થ- વી જોઇએ.**—જ્યારે કાંઇ મોત થયું છે તે ઝેર ખવડાવવાથી થયું છે એમ ખબર પડે, અથવા માનવાનું વ્યાજબી કારણ હોએ, તો પેટમાંથી ઉલટી કરી કહાડી નાંખેલો પદાર્થ અગ- ર ઝાડો એકઠો કરી રાખવો જોઇએ. ખાતાં બાકી વધેલો પદાર્થ એકઠો કરી મુકવો. અને બધું દાકતર તરફ તપાસ થવા સારૂ મોકલવું જોઇએ, મરનારને કોઈ સાથે અદાવત હતી કે કેમ, તેના સગામાં, નાતજાતમાં આડોસી પાડોસીમાં અથ- વા બીજા કોઇ સાથે દુશ્મનાઇ છે કે કેમ, તે સારી ચાલ- નો હતો કે નઠારી ચાલનો હતો, મારી નાંખનારને મારવાનો

હેતુ શું હશે, મરનારની આગળ પછાડી કયા કયા માણસો રેહેતા હતા, તેનો ખોરાક કોણે રાંધ્યો હતો, તેની સાથે ખાવામાં કોણ કોણ હતા, કેવે વખતે શું ખાધું હતું, ખાધા પછી શું શું અને કેવા ચિન્હ કેટલી વખતે માલમ પડયાં એ વિગેરે ઘણીક બાબતોનો તપાસ કરવો જોઇએ.

કયાં ઝેરથી કેવાં ચિન્હ થાએ છે, તે વિશે ભાગ ૨ જામાં વિસ્તારથી આપ્યું છે.

ગળે ફાંસો ખાઇ મરણ થયું હોએ તો, ફાંસો કેવો હતો, કેટલો ઉંચો ફાંસો લટકાવ્યો હતો, કેવી વખતે ફાંસો લટકાવ્યો હતો, ફાસો ખાવાનું કારણ શું હતું, કાંઇ શરીર દરદ હતું, મનને ઉદવેગ હતો કે શી રીતે, ગાંડપણ હતું, કે કેમ, આડોશ પાડોસમાં કોણ રહે છે, જે જગાએ ફાંસો ખાધો ત્યાં વસ્તી વિગેરે કાંઇ છે કે કેમ, નથી તો વસ્તીથી કેટલે દૂર છે. જ્યાં ફાંસો ખાધો ત્યાં જમીન ઉપર કાંઈ નિશાન છે કે કેમ તે વિગેરેની તપાસ થવી જોઇએ. કોઈએ કોઇએ ફાંસો દીધો હસે, તો દેનાર કોણ હશે, તેનો હેતુ શો હશે, દ્વેશ બુદ્ધિથી, કે વૈર ભાવથી અગર બીજા શા કારણથી ફાંસો દીધો હશે, તે હકીકત શોધી કાહાડવી જોઈએ.

કોઇ જખમથી મોત થયું હશે તો જખમ કેવા પ્રકારનો, શાથી થયો હશે, કેવાં હથીઆરથી, ધારવાળાથી કે બોથડથી, જખમ કેટલો લાંબો પોહોળો તથા કેટલો ઉંડો, કઈ બાજુથી કઇ બાજુનો, કેવી રીતે ચામડી ફાટી છે, જે જગાએ જખમ થયો છે, તે જગા ઉપર કંઈ કાંઇ લુગડું પેહેર્યું હશે તો તે લુગડું કપાયું છે કેમ, એ વિગેરે બાબત તપાસ થવો જોઇએ.

**સમાપ્ત.**

WILL BE SHORTLY READY.



# POLICE DUTIES

AND

## SUGGESTIONS ON THE SAME.

---

## PART II.



*BY*

PRANSHANKAR TRIPURASHANKAR.



Containing references from the Police Acts, The Opium, Cattle Trespass, Gambling, Arms, Abkari and other Acts.

થોડી મુદતમાં છપાઇને બહાર પડશે,

# પોલીસની ફરજ

અને

## તે સંબંધી સૂચના.

ભાગ. ૨ જો.

કર્ત્તા.

પ્રાણશંકર ત્રીપુરાશંકર.

જેમાં પોલીસ આક્ટ, અફીણનો આક્ટ, ઢોરોના અતિક્રમણનો આક્ટ, જુગારનો આક્ટ, હથીઆરનો આક્ટ, આબકારી આક્ટ વિગરે ઘણાક આક્ટોમાંની પોલીસના માણસોએ જાણવા જેવી બાબતો વિગરે આપવામાં આવશે,